કંપનીનું મહેસુલ ઉઘરાવવાનાં કાર્યનો ઉપરી નીમ્યો. ન્યાય અને શાસન વિભાગની ઑફિસો પણ કલકત્તા લાવવામાં આવી. આ વખતથી ખરેખરી રીતે કંપની આ દેશના રાજા તરીકે ગણાવા લાગી. 'કંપનીનો મુલક' એ નામ આ વખતથી જાહેરમાં આવ્યું.

બંગાળાના જમીનદારો અત્યાર સુધી મુર્શિદાબાદના નવાબને દેશનો રાજા માનતા હતા, આ વખતથી તેને કંપનીને રાજા તરીકે સ્વીકારવી પડી. અત્યાર સુધી તેઓ પોતપોતાની જમીનદારીમાં જે સત્તા ચલાવતા હતા, તે સત્તા હવે ઓછી થવા લાગી. પહેલાં જમીનદારો પોતાની પ્રજાના દિવાનીને ફોજદારી દાવા ચૂકવી શકતાં, કેદખાનાં રાખી શકતા, તેના હુકમ મુજબ અપરાધીને દંડ કે સજા થતી એટલુંજ નહિ પણ કેટલાક જમીનદારોને ફાંસીની સજા કરવાનો પણ અધિકાર હતો; પરંતુ તેવી સજા કરતી વખતે નવાબની મંજુરી લેવી પડતી, પરંતુ હેસ્ટિંગ્સે જમીનદારોની આ સત્તા લઈ લીધી. તેમણે દરેક જિલ્લામાં એક સાહેબને નીમ્યો; દિવાની ફોજદારી કોરટો ઉઘાડી.

આમ થવાથી નાટોર રાજ્યની સત્તા પણ ઘણા પ્રમાણમાં ઘટી ગઈ. નાટોરનું કેદખાનું કાઢી નાખવાના પ્રયત્નો થયા. મહારાણી ભવાનીની જમીનદારીમાંથી કેટલોક ભાગ બીજાને આપવાનો ઉદ્યોગ થવા લાગ્યો. એટલુંજ નહિ પણ મહારાણી ભવાનીની રાજધાની નાટોરમાં કંપનીની કોરટો સ્થપાઈ. પ્લાસીનાં યુદ્ધ પહેલાં મહારાણી ભવાની એ ભવિષ્યનું જે ચિત્ર માનસ નયને જોયું હતું, તે ચિત્ર કેટલાક વરસ પછી તદ્દન ખરૂં પડ્યું.

## સપ્તમ પરિચ્છેદ.

### સુન્દરીનું સંમિલન.

" सुन्दरी !

त्वं दुरमपि गच्छन्ति हृदयं न जहासि मे ।
दिवावसाने च्छायेव पुरोमूलं वनस्पतिः ॥ "

श्री अभिज्ञानशाकुन्तलम् ।

થોડાં વર્ષોમાં કેટલુંય પરિવર્ત્તન થઇ ગયું છે. મહારાણી ભવાનીએ સંસારમાંથી વિદાય લીધી છે. તે કોઈ વખતે વારાણસીમાં, કોઇ વખત ગંગાતીરે તો કોઇ વખતે બીજાં કોઇ તીર્થોમાં પ્રભુનું ભજન કરતાં ફર્યા કરે છે. વિશાળ નાટોર રાજ્યનો ભાર કુમાર રામકૃષ્ણપર નાખવામાં આવ્યો છે, કુમાર અત્યારે કુમાર નથી; કુમાર અત્યારે મહારાજ નામથી ઓળખાય છે. વયની વૃદ્ધિ સાથે વિશેષણ પણ ફર્યું છે. કુમાર અત્યારે વિષયી, સંસારી અને રાજપદવી ધારી બનેલ છે; કુમાર અત્યારે હજુરીઆથી વિંટાયલા રહે છે, કુમાર અત્યારે વિષય સુખમાં ડુબેલા છે, કુમાર અત્યારે મોહિનીની મોહની માયામાં મુગ્ધ બની ગયા છે;—કુમાર અત્યારે નવ યૌવનનાં નવીન તરંગોપર તરે છે. જ્યારે બહાર હોય ત્યારે હજુરીઆઓનાં ખુશામત પૂર્ણ વાક્યોથી રીઝે છે, જ્યારે અંતઃપુરમાં હોય ત્યારે સુન્દરીનાં રૂપ સાગરમાં ડુબકાં ખાય છે. રાજ્યની ખટપટતો ચંદ્રનારાયણ અને રૂદ્રનારાયણ વગેરે કર્યા કરે છે. બીજા વિચારોમાં કુમારનું મન ન જાય તે માટે કેટલાંક વર્ષોથી એવી વ્યવસ્થા કરવામાં આવી છે, સંસારે કુમારને બરાબર જકડયા છે.

કુમાર! તમેજ શું બંધનમાંથી મુક્તિ મેળવવા ઇચ્છયું હતું?

સંસાર કુમાર પ્રતિ ભમર ચઢાવી કુટિલ દૃષ્ટિ કરી જાણે મશ્કરી કરતો હોય તેમ કહે છે, "કેમ! કુમાર, શું તમે બંધનમાંથી છૂટવા ઇચ્છોછો? તમે જે પ્રશ્નનો નિકાલ કરવા એટલા બધા વિહ્વળ બની ગયા હતા, તે શું હવે ભૂલી ગયા?

પરંતુ સાંભળે કોણ! કુમારના કાન શું હવે કુમારના પોતાના રહ્યા છે! તે તો કિશોરીના કંદોરા અને નુપૂરના ઝણકાર પાછળ પાછળ ઘૂમે છે!

સંસાર કુમારની આંખ સમક્ષ બંધનનાં સેંકડો યંત્રણામય ચિત્રો ઉપસ્થિત કરવા લાગ્યો. પરંતુ જૂએ કોણ? કુમારની આંખો હવે શું કુમારની રહી છે! તે તો સુંદરીનાં રૂપ રૂપી અમૃતનું પાન કરવા વિહ્વળ બની ગયેલ છે!

મન! કુમારનું મન અત્યારે ક્યાં છે! કુમાર અત્યારે તો વ-
છે કે 'એ સુંદરિ, તું ક્યાં છે!' "કોઇ વખતે વિચારે છે-
"સુંદરી મને કેટલી ચાહે છે; હું તેને કેટલો ચાહું છું!"

ખાઈ પાસે પેલાં ઝાડ નીચે બેસી થોડાં વર્ષો પહેલાં કુમાર વિચારતો હતો, "બંધનમાંથી શી રીતે છૂટાય?" આજ તે જગાથી થોડે દૂર ફુલવાડીમાં બેસી વિચારે છે-"મારી સુંદરી કેટલી બધી રૂપાળી છે!" તે દિવસે સ્નિગ્ધ ચંદ્રના પ્રકાશથી તેને તૃપ્તિ થતી નહોતી; વાયુથી લહરિ ઉપજાવતું નહેરનું પાણી તેને મુગ્ધ કરી શકતું નહિ; બાગમાંનાં ફુલો લચી પડતાં હતાં છતાં તે તરફ નજર પણ નહોતી! પરંતુ આજ? આજ તેની આંખને બધું સુંદર જણાય

છે, બધું મનોહર જણાય છે. વળી બધાંને મુકાબલે તેની સુંદરી–અતિશય સુંદર, અતિશય મનોહર જણાય છે.

કુમાર ખિલેલી ચાંદની તરફ જોતા હતા–તેને ચાંદની અતિ સુંદર જણાય છે. પરંતુ સુંદરીનાં રૂપ સાથે તેની તુલના કરતાં મનમાં હસી પડે છે–"ચંદ્ર ! તું ગમે તેટલો સુંદર હોય, તો પણ મારી સુંદરી આગળ તો તારે હાર ખાવીજ પડશે." બાગમાં જુઈ ચંપેલીનાં ફુલો ખીલી રહ્યાં છે, કુમાર રામકૃષ્ણ વખતે વખતે તેના તરફ જોઇ કહે છે, "સુંદરીનાં હાસ્ય આગળ એ ફુલો તમારૂં હાસ્ય તુચ્છ છે !"

નહેરનાં પાણીમાં ચંદ્રનો પ્રકાશ ધોળાં વસ્ત્રોથી શોભતી સુંદર મૂર્તિ ધારણ કરી રહેલ છે; મૃદુ પવનના સપાટાથી પાણી નાચે છે, ડોલે છે, રમે છે; તેમાં કોતરીવાળાં રત્નમય ઘરેણાંનું સૌન્દર્ય ઉછળી પડે છે. પરંતુ તે તરફ જોઈ, તે ભાવ અનુભવી, કુમાર હસતાં મ્હોંએ કહે છે–"સુંવાળાં મર્જાલિનવાળી મારી સુંદરી કેટલી સુંદર છે ! સૂક્ષ્મ વસ્ત્રોને ભેદી સુંદરીનું રૂપ કેવું ખીલી નીકળે છે, શું તે રૂપની તુલના થાય ?" પ્રકૃતિનાં જે જે સૌંદર્ય પ્રતિ કુમારની નજર પડે છે તે તે સૌંદર્ય સુંદરીનાં સૌંદર્ય આગળ ઝાંખું પડી જાય છે.

આ પ્રમાણે વિચાર કરતાં કરતાં રાતનો એક પહોર વીતી ગયો. સુંદરીએ શયનગૃહમાં પ્રવેશ કરી સ્વામીને ન જોતાં બાગ તરફ પ્રયાણ કરવાનો વિચાર કર્યો. બારીમાંથી બાગમાં નજર નાખતાં જણાયું કે બાગમાંની આરસની વેદીપર રામકૃષ્ણ બેઠા છે. ચાંદનીથી તેનું શરીર પલળે છે. કુમારનો ધોળો રંગ અને ચાંદનીનું મિશ્રણ

થઇ મધુર રસની રેલછેલ થઇ રહી છે, કુમાર નીરવ નિસ્પન્દ, સંજ્ઞા શૂન્ય થઇ ગયેલ છે. સુંદરીને લાગ્યું કે મહાયોગી મહાદેવ યોગમાં મશગુલ થઇ બેઠા છે.

બીજા માળપર શયનગૃહ હતું ઓરડાની દક્ષિણ બાજૂએ બાગ હતો બીજા માળથી બાગમાં ઉતરવાની નીસરણી હતી. તેથી શયનગૃહમાંથી બાગમાં જવાતું હતું.

ધીરે ધીરે, મૃદુપાદ વિક્ષેપે, તે નીસરણી ઉતરી, સુંદરી બાગમાં આવી. કુમાર શયનગૃહ તરફ પીઠ કરીને બેઠા હતા. નહેરનાં પાણીપર પડતી ચાંદની, જ્યોત્સ્નાથી રસાઈ ગયેલું આકાશ, અને બાગમાંથી મૃદુ હાસ્ય કરતાં ફુલો તેની દૃષ્ટિનો વિષય બની ગયાં હતાં. વખતે વખતે આંખો મીચી સુંદરીનું ધ્યાન કરતાં કરતાં બેભાન બની જવાતું હતું. એ વખતે પગથિઆં ઉતરી ધીરે ધીરે પાસે આવી સુંદરીએ પાછળથી તેની આંખો દબાવી.

કુમાર સુંદરીનાં ધ્યાનમાં મગ્ન હતા. કલ્પનાવડે સુંદરીનાં સ્પર્શનો અનુભવ કરતા હતા. એ વખતે સુંદરીએ આવી કમળ જેવા હાથોવડે તેની આંખો દબાવી કુમાર આપોઆપ બોલી ઉઠયા, 'સુંદરી! સુંદરી!' સુંદરીએ આવી આંખો દબાવી અને તે કુમાર જાણી ગયા માટે 'સુંદરી! સુંદરી' પોકાર કર્યો એમ નહિ, પરંતુ તેની કલ્પના અને તેના વિચારોએ સુંદરીના સંબંધમાં તેનું ચિત્ત વિહ્વળ કરી મૂક્યું હતું. તેથી તેનાથી 'સુંદરી! સુંદરી!' એવું વાક્ય બોલાઇ જવાયું, તેના શ્વાસોચ્છ્વાસમાં સુંદરીનું જ રટન થતું હતું. કુમારે બંને હાથ સુંદરીનાં ગળાંમાં વીંટાળ્યા.

આકાશમાં પૂર્ણચંદ્ર મૃદુ મૃદુ હાસ્ય કરે છે. નહેરના પાણીમાં ચંદ્રમા સંતામણી રમે છે. મૃદુમન્દ પવનની લહેરોથી પુષ્પોની સુગંધી ચારે બાજૂએ સુગંધી કરે છે. પ્રકૃતિ સ્નિગ્ધ છે, શાંત છે, મધુર છે.

અનેક ક્ષણ સુધી બંને એક બીજાનાં મ્હોં સામું જોઇ રહ્યાં, ચારે આંખો મળી, એક બીજાં એક બીજાનાં રૂપથી મુગ્ધ બની ગયાં. કુમારે અનુભવ્યું કે સુંદરીના રૂપની સીમા નથી, સુંદરીએ જોયું કે કુમારનાં રૂપની સીમા નથી. કુમાર સુંદરીની કમનીય મૂર્તિ જોઇ રહ્યા છે, સુંદરી કુમારનાં સૌન્દર્યની વિભૂતિ જોઇ રહી છે અનેક ક્ષણ આ ભાવે ચાલી ગઇ. જોતાં જોતાં વિહ્વળ થઇ કુમારે કહ્યું, "સુંદરી! તું આટલી બધી સુંદર છે! મને એમ થાય છે કે હું રાત દાહાડો તારાં મ્હોં સામું જોઇ બેસી રહું."

સુંદરીએ શરમથી નીચું જોયું.

હડપચીપર સ્પર્શ કરી સુંદરીનું મ્હોં ઉંચું કરી કુમારે કહ્યું, "સુંદરી, તારૂં આ મ્હોં જોવાને માટેજ હું તલપી રહું છું, સુંદરી, દિવસનું અજવાળું શામાટે થતું હશે?—આપણા બેને જૂદાં શામાટે થવું પડે છે? આપણે રાતદહાડો એકત્ર કેમ રહી શકતાં નથી!"

સુંદરીએ મનમાં કહ્યું, "નાથ! એતો મારા મનનીજ વાત છે! અંતર્યામિ! તમે શું મારૂં મન જાણવા માટે મારી પરીક્ષા કરો છો?" પરંતુ ખુલ્લી રીતે તે કંઇ જવાબ આપી શકી નહિ.

કુમારે વળી પૂછ્યું, "સુંદરિ! તું મારી પાસે કેમ આવતી નથી? હવે તો મા અહીં નથી! તો પછી આટલી બધી શરમ શા

માટે રાખે છે? હું સંધ્યાકાળથી તારી વાટ જોતો અહીં બેઠો છું, તું આટલી બધી મોડી કેમ થઇ?"

સુંદરી હવે નિરૂત્તર રહી શકી નહિ. વારંવાર પ્રશ્નો પૂછતાં છતાં જવાબ ન આપવાથી પતિ ગુસ્સે થાય, એમ વિચારી વીણાના સૂરના જેવો સૂર કાઢી સુંદરી બોલી, "નાથ! દેવતાના ચરણનું દર્શન કરવું શું દાસીને તે ન ગમે? દેવતાને હૃદયપર રાખી હૃદય શાન્તિ મેળવે છે, આના કરતાં વધુ આનંદ આ દુનિયામાં બીજો કયો છે? તોપણ હંમેશાં—"

કુમારને ન ગમ્યું, કુમારે કહ્યું, "હું એ બધું સાંભળવા માગતો નથી. સુંદરી! કહે, મને તું કેટલો ચાહે છે!"

સુંદરી શો જવાબ આપે? હિંદુરમણી પોતાના પતિને કેટલો ચાહે છે તે શું ભાષામાં વ્યક્ત કરી શકાય કે?

સુંદરી જવાબ આપી શકી નહિ.

કુમારે વળી કહ્યું, "સુંદરિ, બોલ તો ખરી તું મને ચાહે છે કે નહિ! બોલ, બોલ, મારી વહાલી!" સુંદરીને જવાબ આપવો પડયો, પણ કુમારના પ્રશ્નનો જવાબ આપવો અતિ કઠણ હતો. તેણે કં "નાથ! નાથ! શું કહું? તમે મારાં હૃદયના દેવ છો!"

પ્રેમથી વિહ્વળ બનેલી સુંદરીની આંખોમાંથી અશ્રુ ટપકવા લાગ્યાં.

કુમાર જુસ્સાથી બોલી ઉઠયા, "સુંદરિ! સુંદરિ! હું બીજું કશું ઇચ્છતો નથી. ફક્ત એકજ વખત કહે કે હું તમને ચાહુંછું."

"ચાહુંછું." એ શબ્દો બોલવાનો પ્રયત્ન કરતાં કરતાં સુંદરીનો કંઠ ભરાઇ આવ્યો. તે શબ્દને બદલે સુંદરીના કંઠમાંથી જુદોજ અવાજ નીકળ્યો—"ભક્તિ કરૂં છું"

પરંતુ કુમારના કાન તે શબ્દો સાંભળવાને તૈયાર નહોતા. કુમારે કહ્યું, " સુંદરિ, ત્યારે તો મને લાગે છે કે તું મને ચાહતી નથી ? "

" એમ કેમ બને નાથ ! એમ કેમ કહો છો ! " સુંદરીનો અંતરાત્મા કંપી ઉઠયો. સુંદરી મૃદુસ્વરે બોલી, " હું ચાહું છું ! "

"સુંદર એજ શબ્દો વારંવાર બોલ ! પ્રિયે, વારંવાર બોલ, બોલ કે હું ચાહું છું." કુમાર રામકૃષ્ણ તારા મનમોહક મુખડામાંથી " હું ચાહું છું " એજ શબ્દો સાંભળવાને તલપી રહ્યો છે."

કુમારે પૂછ્યું, " ચાહે છે ! "

"સુંદરીએ કહ્યું, ચાહું છું.''

એક, બે ત્રણવાર કરતાં કરતાં કેટલીય વાર એના એ પ્રશ્નોત્તર ચાલ્યા કર્યા, કુમાર તે શબ્દો વારંવાર સાંભળવાને તલપી રહ્યો. બંને બંનેનાં મુખ સામું જોઇ અનેક ક્ષણપર્યન્ત એક જ ભાવે–એક જ ચિંતામાં વિભોર થઇ બેસી રહ્યાં.

•સંસાર પ્રતિ કુમાર અનાસક્ત ન થાય એવી ઇચ્છાથી મહારાણી ભવાની સાથે ચંદ્રનારાયણ વગેરે એ જે યુક્તિ કરી હતી તેનું પરિણામ આવ્યું. તેઓએ ઇચ્છાપૂર્વક સુંદરી સાથે કુમારને જોડી દીધો છે. જ્યારથી કુમારના વિવાહ કરવાનો વિચાર થયો, ત્યારથી કન્યા શોધવાની ધમાલ ચાલવા લાગી. બે માસમાં સુંદરી જેવી મનોહર કન્યા મળી ગઇ. રાજશાહી જિલ્લામાં વીરકુત્સા ગામમાં મજુમદાર કુટુંબ રહેતું હતું. તેઓ વરેન્દ્રજાતિના શ્રોત્રીય બ્રાહ્મણ હતા. સુંદરી તે વંશમાં જન્મી હતી. વંશમર્યાદા તરફ બરાબર દૃષ્ટિ રાખતાં તો સુંદરી સાથે કુમારનો વિવાહ થઈ શકે તેમ નહોતું.

પણ સુંદરીનાં રૂપે બધી અડચણો ખસેડી નાખી હતી. સુંદરીની આકૃતિ, પ્રકૃતિ અને તંદુરસ્તી જોઇ તેની સાથે કુમારનો સંબંધ સ્થિર થઇ ગયો. અને આ વિવાહને લીધે સુંદરીનું કુટુંબ શુદ્ધ શ્રોત્રીય ગણાવા લાગ્યું.

રૂપના પ્રભાવથીજ સુંદરી આજે 'સુંદરી' ના નામથી ઓળખાય છે. સુંદરીનું ખરૂં નામ સુંદરી નહોતું; પણ જગદંબા હતું. કોઇ કોઇ શિવસુંદરી પણ કહેતા. પરંતુ વિવાહબાદ નામ ફર્યું. નાટોર આવ્યાબાદ તે સુંદરી નામથી ઓળખાતી. જો કે રાજદરબારમાં અથવા પાડોશીઓમાં તો 'વહુરાણી' નામથી પરિચિત હતી. તેઓમાંનાં ઘણાં ખરાં તો સુંદરીનું મૂળ નામ પણ ભૂલી ગયાં હતાં. કુમાર રામકૃષ્ણ તો સુંદરીને સુંદરીજ ધારતા હતા, સુંદરીને સુંદરી કહીનેજ બોલાવતા, સુંદરીના નામમાંજ તન્મય બની જતા.

આ તન્મયતા વચનોજ પ્રભાવરૂપ હતી કુમારની ઉમર હાલમાં બાવીશ વર્ષની હતી. સુંદરી સોળ વર્ષની હતી. આ ઉમરે આવો મેળાપ મણિકાંચનનો મેળાપ ન કહેવાય કે? તેથી જ આ જૂએ, પેલો જૂએ, બંને સામું જોઈ રહે, એક બીજાં એક બીજાંના સામું જોઇ ધરાયજ નહિ.

જોતજોતામાં રાત્રિ પૂરી થવા આવી. પૂર્ણિમાનો ચંદ્ર માથે આવી પશ્ચિમ બાજૂએ ઢળી પડયો. સુંદરી એક વખતે ચંદ્ર બાજૂએ અને બીજી વખતે પોતાના સ્વામી તરફ જોઇ બંનેનાં રૂપની તુલના કરતી હતી. ચંદ્રમાનાં હાસ્યને તે કુમારનાં હાસ્ય આગળ તુચ્છ ગણતી હતી. ચંદ્ર કિરણોની સ્નિગ્ધતા સાથે સ્વામીના સ્પર્શનો અનુભવ કરી ચંદ્રના સ્પર્શને તુચ્છકારી કાઢતી હતી. આ પ્રમાણે વિહ-

વળ બની પતિ પ્રેમમાં મસ્ત બનેલી સુંદરીને ઘણીવારે ભાન આવ્યું. સુંદરીએ જાણ્યું કે "ચંદ્ર આથમવાની અણીપર છે. હવે વધુ વખત બેસવાથી પતિદેવને કષ્ટ થશે." તેથી પતિને સંબોધન કરી ધીરેધીરે બોલી—"રાત પૂરી થવા આવી. આપ થોડો વિસામો લો—ચાલો. સવારે આપને કેટલું બધું કામ છે?"

કુમાર રામકૃષ્ણ સુંદરીનાં વાક્યોનો ઉલટો ભાવાર્થ ગ્રહણ કરી કહેવા લાગ્યો! "સુંદરિ! તને કષ્ટ થતું હશે, હું સમજી શક્યો નહિ માટે માફ કરજે. ચાલ શયનગૃહમાં જઇએ."

સુંદરીને કેટલીય શરમ આવી. તેને તો જરાયે પણ દુઃખ થતું નહોતું. સુંદરીએ તો ફક્ત સ્વામીને માટેજ ઉપલાં વચનો કહ્યાં હતાં. પરંતુ સુંદરી વધુ ખુલાસો કરી શકી નહિ.

કુમાર ઉભા થયા. કુમારના મનમાં આવ્યું કે, "સુંદરી મને ચાહતી નથી." પરંતુ કુમાર પોતાની મેળે બબડવા લાગ્યા. "સુંદરિ, તું મને ચાહતી નથી, પણ મારા પ્રેમથી હું તને મારા હૃદયમાં બાંધી રાખીશ."

સુંદરીને પણ એજ વિશ્વાસ હતો. સુંદરીના હૃદયમાં પણ એજ સૂર ઉઠ્યો. સુંદરી પણ મનમાં કહેવા લાગી—"મારા હૃદયના દેવ! પ્રેમ ભક્તિની પૂજાથી હું આપને સંતોષીશ. મોઢેથી શું કહું?"

સુંદરીથી જવાબ ન અપાયો. કુમાર ઉભા થયા. સુંદરીને આલિંગન કરી હાથમાં હાથ મિલાવી બંને ધીરે ધીરે શયનગૃહ તરફ ચાલ્યાં. બંનેનાં હૃદયમાં એકજ વિચાર હતો. બંને જણાં નિર્વાક હતાં. એકજ શબ્દો બંનેના હૃદયમાં ઘુંટાતા હતા છતાં શબ્દ થતો નહોતો.

સુંદરી વિચારતી હતી! "નાથ! મારાં હૃદય મંદિરમાં તમે ચીરકાલ રહેજો. હું મારા પ્રેમરૂપી પુષ્પોવડે આપની ચિરદિન પૂજા કરીશ. મારા સિવાય તમે કયાં રહેશો?"

કુમારના હૃદયમાં પણ જાણે તેજ વાતનો પડઘો પડતો હતો. "સુંદરિ! તું મારાથી દૂર જવા માગીશ તોપણ મારૂં હૃદય તને દૂર જવા દેશે નહિ સાંજ પડતાં જેમ ઝાડની છાયા ઝાડને ઝાડના મૂળને તજી શકતી નથી, તેમ તું પણ મારાં હૃદયને છોડી શકીશ નહિ.

---

## અષ્ટમ પરિચ્છેદ

### વિષયાસક્તિ

"હે મન, તું શા માટે આવ્યું છે? તું કામનું મૂળ શોધી શકતું નથી. લોભથી દિશાભ્રમ થઇ ભટકે છે."

રામપ્રસાદ.

સવારમાં કુમાર સભાસ્થળે આવતા હતા. તેની વાટ જોતા સભાસદો બેઠા છે.

બધા બેઠકખાનામાં છે; પરંતુ કાલીશંકર કેમ બહાર ઉભો છે?

કુમાર જે માર્ગે થઇ સભા સ્થાનમાં આવતા હતા, તે સ્થળ તરફ નજર રાખી કાલીશંકર ઉભો છે. કુમાર રસ્તાપર આવ્યા કે તરત કાલીશંકર દોડતો દોડતો તેની પાસે ગયો અને દંડવત્ પ્રણામ કરી મૃદુસ્વરે કંઇક કહેવા લાગ્યો.

કુમાર સભા સ્થાનમાં ન ગયા. કાલીશંકરને લઇ એક બીજા સ્થાનમાં ચાલ્યા ગયા. જેઓ સભા સ્થાનમાં બેઠા હતા, તેઓ આ

બનાવ જાણી શક્યા નહિ. તેઓ તો કોઈ કારણ સબબ કુમારને આવતાં વાર લાગે છે, એમ જાણી અંદરાઅંદર વાતો કરવામાં મશગુલ થઈ ગયા.

કાલીશંકરને કુમારની વાતો બહુ લાંબી ચાલી. કાલીશંકરે કહ્યું, "આપનું ભલું કરવાની પ્રતિજ્ઞા લઇ હું આપનાં કુટુંબમાં ઘૂસ્યો છું. ભવાનીના મંદિરમાં જ્યારે પ્રથમ મ્હેં આપનો આશ્રય લીધો, ત્યારે આપની પાસે બિલકુલ કપટ રાખ્યા વિના બધી વાત કહી હતી. તે વાત આપને કદાચ યાદ હશે."

રામકૃષ્ણ—"ભાઇ, તમારી વાત હંમેશ યાદ રહેશે. મારા હિતને માટે તે દિવસથી તમે જે ભોગ આપવા માંડયો છે, તે હું બરાબર જાણું છું. તમારા જેવા વિશ્વાસુ થોડાજ હોય છે. દરેક બાબતમાં તમારો ઉપદેશ માનવાનો મ્હેં નિશ્ચય કર્યો છે. જે વિષયમાં તમારે કહેવું હોય તે ખુશીથી કહો. હું તે અવશ્ય સાંભળીશ."

કાલીશંકર—"મારી બધી વાતો આપને સાંભળવીજ એવી સ્પર્ધા હું કરતો નથી. હું આપનો સેવક છું, નોકર છું. તોપણ આપ મને ભાઇ કહી બોલાવો છો, અને બધી વાત સાંભળવા માગો છો! તે આપની દયાનું ચિહ્ન છે. નહિ તો હું તો આપનાં ચરણમાં પડવાને પણ લાયક નથી."

રામકૃષ્ણ—"એ બધી વાત જવા દો ભાઈ, હું તમને પ્રાણ સમાન ચાહું છું."

કાલીશંકરઃ—"એ બધી વાત કેમ કહું છું? જે દિવસ એક મુઠી અનાજ માટે હું આપનાં બારણે ભીખ માગતો હતો, જે દિવસે હું અકુલસાગરમાં પડી આત્મહત્યા કરવા ઇચ્છતો હતો, તે દિવસે આપે મારાપર કરેલી દયા, હું ભૂલી શકું કે! જીવનથી કંટાળી

મ્હેં ભવાની મંદિરમાં આશ્રય લીધો હતો; મ્હેં નિશ્ચય કર્યો હતો કે આ વહન ન થઇ શકે તેવો જીવન ભાર લઇ સંસારમાં પાછો ફરીશ નહિ. એવે વખતે મારા પ્રતિ આપના ગુરુ મહામાન્ય ગોપીનાથ ઠાકુરની કૃપાદૃષ્ટિ થઇ. તેમણે આપની સાથે મેળાપ કરાવી દીધો. તેમણે દયા ન કરી હોત તો આપનાં ચરણકમલની સેવા કરવાને આ દાસ કેવી રીતે શક્તિમાન થયો હોત, આપ જ્યારે ભવાનીપુરમાં માતાજીનાં મંદિરમાં આવ્યા, ત્યારે આપની સાથે પાંચ હજાર મથુરાવાસી સૈનિકો હતા; બીજાં પણ અસંખ્ય માણસો હતાં. તે વખતે તો મોટા મોટા ઉમરાવો પણ આપની મુલાકાત લઇ શકતા નહોતા. પરંતુ મને મળવાની આપે રજા આપી એ શું આપની થોડી દયા છે? એ દયા માટે જ હું આપનું દાસત્વ વહન કરૂં છું. આપનાં ભલાં માટે મ્હેં મારી જિંદગી આપી છે."

રામકૃષ્ણ—" ભાઇ, શું હું તમને ઓળખી શકતો નથી? હું તમારા હાથમાં મારો પ્રાણ પણ નિશ્ચિંત ચિત્તે સોંપી દઇ શકું તેમ છું. એથી વધુ શું કહું? વારૂ, ગમે તે બાબતમાં તમે જે કહેશો તે હું કરીશ."

કાલીશંકર વળી પોતાની કથની આગળ ચલાવવા લાગ્યો; "દેવીના મંદિરમાં પ્રતિજ્ઞા કરી આપનાં કાર્યમાં જીવન સોંપ્યું છે. આપનું ભલું કરવું એજ મારૂં લક્ષ્ય છે. એજ મારૂં કર્તવ્ય છે. એ સિવાય જગતમાં બીજું કશું જાણતો નથી. જાણવાની જરૂર પણ નથી."

કાલીશંકર જેમ જેમ વાત લંબાવતો ગયો તેમ તેમ કુમારનું મન સુદ્દાની વાત જાણવાને આતુર થતું ગયું. કુમારે વળી પૂછ્યું. "ભાઇ! કાદિહાટી અને ભૂષણા પરગણા માટે તમે શું કહેતા હતા? ખરી વાત જાણવાની મને બહુ ઇચ્છા છે."

કાલીશંકર—" હું જ્યાં સુધી જાણું છું, ત્યાં સુધી મને લાગે છે કે એ બંને પરગણાંમાં ભયંકર કાવતરૂં ચાલ્યું છે મહેસુલમાં એક પાઇ પણ ઉઘરાવી શકાઈ નથી. વખતે વખતે પ્રજાનાં તોફાનની વાતો સંભળાય છે."

રામકૃષ્ણ—" એ વાત મ્હેં તો કદી સાંભળી નથી? ઠાકુર મહારાજને હમણાંજ પૂછુંછું."

કાલીશંકર જરા અચકાઇ બોલ્યો, " ખુશીથી પૂછજો; પરંતુ—"

" પરંતુ " કહી કાલીશંકર ચૂપ રહ્યો. કુમાર આતુરતાથી પૂછવા લાગ્યા, " કેમ અટક્યા !—શું કહેતા હતા ? વચમાં કેમ અટક્યા ? "

કાલીશંકર જરા થોભી કહેવા લાગ્યો—" ના—જવા દો ! એ વાત આપને સાંભળવાની જરૂર નથી."

રામકૃષ્ણ—" તમે હજુ પણ મારી આગળ છૂપાવો છો ? તમે મારો અવિશ્વાસ કરો છો ! "

કાલીશંકર ધ્રૂજવા જેવો ડોળ કરી બોલ્યો—" આપનો અવિશ્વાસ ત્યારે તો મને નરકમાં પણ જગ્યા નહિ મળે! કહેતાં અચકાવું પડે છે, તેનું કારણ જૂદુંજ છે. રૂદ્રનારાયણ સાક્ષાત્ દેવતા છે; તેનો સ્વભાવ દેવ જેવો છે; કુટલ મનુષ્યનાં કુટચક્ર તે કેવી રીતે જાણી શકે? તે તો દરેકને સારા ગણે છે. તે બધાની સાથે દેવની પેઠે વર્તે છે. રાજ્યકારભારમાં તેને આસક્તિ નથી. રાજ્યકારભાર ચલાવવામાં કેવળ દેવત્વ કામનું નથી. ત્યાં તો જૂદા જૂદા પ્રકારના લોકો સાથે વ્યવહાર રાખવાનો હોય છે. "

રામકૃષ્ણ—" ત્યારે શું એ બંને પરગણાની સ્થિતિ સંબંધી તેમને કશી ખબર નથી ? "

કાલીશંકર—" તે પણ કેમ કહી શકું ! "

રામકૃષ્ણ—" આ બાબતમાં તેમને કંઇ પૂછું કે ? "

કાલીશંકર—" જેવી આપની મરજી, પૂછવાથી તેમને શરમ આવશે. તેઓ બધો કારભાર કરે છે. એટલે તેમને કોઇ પણ બાબત પૂછવી તે તેનો દોષ કાઢવા બરાબર ગણાય. તેથી આ બાબત પૂછવાથી તેમને ખોટું લાગશે ? "

રામકૃષ્ણ—" ત્યારે શું કરવું ?. "

કાલીશંકર—" હું પણ તેજ વિચારૂં છું ! વિશ્વાસુ લોક તો કોઈ જણાતું નથી ! "

રામકૃષ્ણ—" એકાદ બે વિશ્વાસુ માણસ મળે તો પણ શું ? જે પ્રમાણે વાત સાંભળું છું, તે મુજબ જો હોય તો બે ચાર માણસો શું કરી શકે ? "

કાલીશંકર—" વિશ્વાસુ માણસ તો એક હોય તો પણ બસ છે. થોડું ઘણું દ્રવ્ય લઇ આપનો વિશ્વાસુ કોઈ પણ માણસ ત્યાં જાય તો પ્રજા વશ થઇ જાય, પરગણામાંના બે ત્રણ આગેવાનો વશ થયા એટલે થયું. પ્રજા ઉચ્છૃંખલ થાય ત્યારે જમીનદારીનું રક્ષણ કેમ કરવું તેનાં ઉદાહરણો મારી ઉમર નાની છે, છતાં મ્હેં ઘણાં જોયાં છે. એ ભૂષણા પરગણું જ્યારે સીતારામ રાયના તાબામાં હતું, ત્યારે મારા પિતાબહે થોડા રોજ ભૂષણા પરગણાની નાયબી કરી હતી. તે વખતે મુસલમાન પ્રજાએ હુલ્લડ મચાવ્યું હતું. પરંતુ તેણે અદ્‌ભૂત યુક્તિવડે તે બંડ સમાવ્યું હતું. એ યુક્તિની વાત જ્યારે જ્યારે હું તેમને

સુખે સાંભળતો ત્યારે આશ્ચર્ય પામતો. રાજ્યનું રક્ષણ કરવું હોય તો બધી તરફ સરખી નજર રાખવી જોઈએ."

રામકૃષ્ણ—"ત્યારે તો જમીનદારીના કીમનો પણ તમને સારો અનુભવ લાગે છે."

કાલીશંકર—"પિતા પિતામહ તો જમીનદારીનું કામ કરતા કરતા મરણ પામ્યા હતા. જો કે મારૂં નસીબ મોળું છે, છતાં તેનો વંશધર મટી જવાનો નથી! પિતા-પિતામહનું જ્ઞાન થોડું ઘણું તો વારસામાં ઉતરેજને?"

કુમાર મનમાં મનમાં વિચાર કરવા લાગ્યા. ત્યાર પછી બોલ્યા, "આ બાબતમાં સંધ્યાકાળ વખતે તમારી સાથે વાતચીત કરવા ઇચ્છું છું"

ત્યારબાદ બંને ઉઠયા. કાલીશંકર કોઇને ન મળતાં પોતાને ઘેર ચાલ્યો ગયો. કુમાર રામકૃષ્ણ ચિંતાતુર હૃદયે સભાસ્થાનમાં ગયા.

સભાસ્થાનમાં પ્રવેશ કર્યા પહેલાં સભાસ્થાનમાંથી એક વિકટ હાસ્યધ્વનિ પ્રકટી તેના કાનમાં અથડાવા લાગ્યો. તેણે પ્રવેશ કર્યો કે તરત તે ધ્વનિ વિરમી ગયો. બધા કુમાર પ્રતિ માન દર્શાવવા લાગ્યા.

બેઠકખાનાના મધ્ય ભાગમાં કુમારનાં આસન સામે, ગેરૂઆં વસ્ત્રધારી એક બ્રહ્મચારી બેઠો હતો. કુમારના હજુરિઆઓ તે બ્રહ્મચારીને ઘેરી તેની સાથે વાતચીત કરતા હતા. વાતચીતમાં બ્રહ્મચારી ગાંડા જેવો જણાતો હતો. બધા તેની મશ્કરી કરતા હતા.

——:૦:——

## નવમ પરિચ્છેદ

### બ્રાહ્મણ શું ગાંડો છે ?

" कुभार्यांश्च कुमित्रश्च कुराजानं कुसौहृदम् ।
कुबन्धुश्च कुदेशश्च दुरत परिवर्ज्जयेत् ॥ "

गरुड पुराणम् ॥

કુમારને બેઠક ખાનામાં પ્રવેશ કરતાં જોઇ બ્રહ્મચારી બોલી ઉઠયો–" શું આપજ મહારાજ છો ? પાપને દુનિયામાંથી નસાડવાની વ્યવસ્થા કરવામાં શું જરાપણ સફળતા મેળવી છે? એ વાત જાણવા માટેજ હું આપની પાસે આવ્યો છું. "

બ્રહ્મચારી શું કહે છે, તે કુમાર પણ સમજી શક્યા નહિ. હજુરિઆ પણ સમજી શક્યા નહિ. કુમારને નિરુત્તર જોઇ બ્રહ્મચારીએ ફરીથી કહ્યું, " મને ગાંડો ધારતા હશો, પણ હું ગાંડો નથી. મારો પ્રશ્ન ગાંડાનો પ્રલાપ ધારી ઉડાવી નાખો છો, પણ ઉડાવવા જેવો નથી. હું આપના રાજ્યમાં વસવા આવ્યો છું, તેથી પૂછું છું કે આપનાં રાજ્યમાંથી પાપને દૂર કરી શક્યા છો કે નહિ ? "

કુમાર ચૂપ રહ્યા. તે એકી નજરે બ્રહ્મચારી તરફ જોઇ રહ્યા.

બ્રહ્મચારીએ વળી પૂછ્યું, " મહારાજ, ચૂપ કેમ રહ્યા છો ? મને ભારે સંદેહ ઉત્પન્ન થયો છે, માટે આપને આ પ્રશ્ન પૂછું છું આપ પુણ્યસ્વરૂપિણી મહારાણી ભવાનીના પુત્ર છો; આપનાં રાજ્યમાંથી શું પાપ દૂર થઇ શક્યું નથી ? "

રામકૃષ્ણ હવે નિરુત્તર રહી શક્યા નહિ. બ્રહ્મચારીને પૂછ્યું, " આપ શા માટે એવો પ્રશ્ન પૂછો છો ? હું કંઇ સમજી શકતો

નથી. આપને જે કંઇ કહેવું હોય તે મને સ્પષ્ટતાપૂર્વક કહો. જો મારાથી અશક્ય નહિ હોય તો હું આપની માગણી પૂર્ણ કરીશ."

બ્રહ્મચારી—"આપ શું એમ ધારો છો કે હું ભિક્ષાર્થી થઈ આપની પાસે માગવા આવ્યો છું? આપના મનમાં જો એમ હોય તો તે તમારી ભૂલ છે."

રામકૃષ્ણ—"ત્યારે આપ એવો પ્રશ્ન શા માટે પૂછો છો?"

બ્રહ્મચારી—"મ્હેં શાસ્ત્રવેત્તા પંડિતો પાસેથી સાંભળ્યું છે કે રાજાના પાપે પ્રજાને પીડા થાય છે. મારાં પોતાનાં જીવનમાં મ્હેં તે ઉક્તિની બરાબર પરીક્ષા કરી છે. મ્હેં મારાં જીવનમાં કદી પાપ કર્યું હોય એવું મને સાંભળતું નથી. પરંતુ મને ભારે સજા થઇ છે. કેમ કોને પાપે મને એટલી બધી સજા મળી? મારા મનમાં દૃઢ નિશ્ચય થયો છે કે રાજાનાં પાપથીજ મારૂં સત્યાનાશ વળ્યું છે!"

"રાજાનું પાપ" કુમાર કંપી ઉઠયા.

બ્રહ્મચારી અશ્રુગદગદ કંઠે કહેવા લાગ્યો, "મારો આઠ વર્ષનો પુત્ર રઘુનાથ–મારાં જીવનનો ધ્રુવ તારો રઘુનાથ–મારાં હૃદયરૂપી રણ-ભૂમિમાં શાન્તિના ઝરારૂપી રઘુનાથ મારાં ક્યાં પાપે મને તજી ગયો? શાસ્ત્રના મત મુજબ પુત્રને મારનારને પુત્રનો શોક થાય છે. પરંતુ મ્હેં તો કોઇ પણ પિતાના ખોળામાંથી પુત્ર લઈ લીધો નથી! છતાં મને આટલું બધું દુઃખ કેમ થયું?"

કુમાર સમજ્યો–હજુરિઆઓ સમજ્યા કે બ્રાહ્મણ પુત્રના શોકથી પાગલ બની ગયો છે આથી બધા તેને સાન્ત્વના આપવા લાગ્યા.

પરંતુ સાન્ત્વનનાં વાક્યોથી બ્રહ્મચારી શાંત થયો નહિ, તે એકજ ઢબે પોતાની કથની કથવા લાગ્યો.

બ્રહ્મચારી કહેવા લાગ્યો–" સાન્ત્વન આપી શું મને ભૂલાવવાનો પ્રયત્ન કરો છો? આ જીવનમાં તો એ આશા રાખતો જ નથી. મારો સંસાર સુખમય હતો. પુત્ર, પુત્રવધૂ, કન્યા, જમાઇ વગેરે બધું હતું. પરન્તુ તે બધું એકજ નિશ્વાસે ઉડી ગયું! કોનાં પાપથી? મ્હેં એવું શું પાપ કર્યું હતું કે આ ન બનવાનું બન્યું, કોનાં પાપથી આમ થયું? મારો પ્રાણથી પણ પ્યારો રઘુનાથ જે દિવસે આ દુનિયામાંથી કુચ કરી ગયો, તે દિવસથી મારી પત્ની પાગલ બની ગઇ છે. કેટલાક દિવસ સુધી તો મ્હેં મહાપ્રયત્ને તેને મારી પાસે રાખી, પણ એક દિવસ તે કોણ જાણે ક્યાં ચાલી ગઇ, તેનો પત્તો ન જ મળ્યો. પુત્રના શોકથી સુધમાન થઇ રહેલી એ બિચારી જીવતી હશે કે મરી ગએલી,–તે હું કહી શકતો નથી."

બ્રહ્મચારી વાત કરતાં કરતાં અટકયો તેની કાતરોક્તિ કુમારનાં અંતઃકરણને ચીરતી હતી. બ્રાહ્મણ થોભ્યો, એટલે કુમારે કહ્યું, "આપ બહુ દિલગીર થતાં જણાવછો."

બ્રહ્મચારીએ પોતાની કથની આગળ ચલાવી–" મારી વાતનો આપે થોડોજ ભાગ સાંભળ્યો છે. મારી કન્યાને પુત્રવધૂ—બને પ્રસ્ફુટિત સોનાનાં કમળ સમાન મારાં સ્વચ્છ નિર્મલ સંસાર સરોવર વિષે પ્રકાશ મારી રહ્યાં હતાં. એક દિવસ અકસ્માત્ તે ડાંડીએથી તૂટી પડયાં! હાય! કઈ કુક્ષણે તેઓ કાળસ્વરૂપી કાલાદીઘિમાં નહાવા ગયાં; પાછાં ફર્યાંજ નહિ! ક્યાં પાપે, કોનાં પાપે,–કહી શકશો?

કુમારે પૂછ્યું, " તેઓ ક્યાં ગયાં? તેઓ શું પાણીમાં ડુબી ગયાં? તેઓને શું મગરમચ્છ તાણી ગયો?"

બ્રહ્મચારી આવેશથી બોલ્યો, " શું થયું, તે કોણ કહી શકે!

પરંતુ તેઓ પાછાં તો નજ ફર્યાં, કેટલીએ શોધખોળ કરી પરંતુ તેઓ ન મળ્યાં. મારો પુત્ર અને જમાઇ તેઓને શોધવા ગયા તે ગયાજ. કોનાં પાપે, ક્યાં પાપથી આ બધું બન્યું ?"

હજુરિયામાંનો એક બોલી ઉઠયો, "આપ શું રૂપનગરના કૃષ્ણનાથરાયની વાત કહો છો ? ઘણા દિવસ પહેલાં તેમનાં કુટુંબપર આવી આફત આવી પડી હતી, એમ મ્હેં મારા પિતાને મ્હોંએ સાંભળ્યું હતું. આપ શું એજ બનાવ વિષે કહો છો ? આપની કન્યા! જમાઇ, પુત્ર, પુત્રવધૂ, ગૃહિણી,—એમાંનાં કોઇનો પત્તો નથી મળ્યો ? રૂપનગરમાં અત્યારે કોણ છે ?"

બ્રહ્મચારી ઘણોજ વિસ્મય પામી બોલ્યો, "રૂપનગર ? ક્યાં છે રૂપનગર ? રૂપનગરનું તો અત્યારે ચિહ્ન પણ જણાતું નથી! મારાં કુટુંબીઓમાંનાં દરેક મને તજી ગયાં, તે પછી મ્હેં તેઓની ઘણી શોધ કરી. પરંતુ કેટલાક માસ પછી વિફલ મનોરથ થઇ પાછો આવ્યો, મ્હેં જોયું—ગામનું ચિહ્ન માત્ર નથી. ગામ તો કોણ જાણે ક્યાં ઉડી ગયું છે !"

બધા નવાઇ પામ્યા. અનુપનારાયણે પૂછ્યું, "ગામ ઉડી ગયું! એ આપ શું કહો છો ? આ વાત તે સાચી હોય !"

બીજા હજુરિયા ગૌરીકાન્તે કહ્યું, "બિચારો ગાંડો થઈ ગયો લાગે છે."

બ્રહ્મચારીએ કહ્યું, "ગાંડો ? ગાંડોજ તો! મહારાજ વિશાળ રાજ્યના અધિપતિ છતાં પણ આ સમાચાર જાણતા નથી—તેથીજ હું ગાંડો બન્યો છું! આપ શું જાણતા નથી કે એકેક રાષ્ટ્રવિપ્લવથી કેટલાં ગામો ઉજ્જડ બની જાય છે ? આપને શું યાદ નથી કે નવાબ મીરકાસમ સાથે અંગ્રેજોને જ્યારે વિવાદ થયો, મીરજાફરે જ્યારે

સૈન્યસહ મીરકાસમ સામે પ્રયાણ કર્યું, ભીષણ ગર્જનાથી મહાસેના જ્યારે ઘેરિયાના રણક્ષેત્ર તરફ દોડી—ત્યારે કેટલાં ગામડાં કેટલાં વસ્તીક્ષેત્રો નાશ પામ્યાં હતાં? રૂપનગર પણ તે વખતેજ નાશ પામ્યું. તીડનાં ટોળાંની માફક જ્યારે સૈનિકો રૂપનગરને રસ્તે નીકળ્યા, ત્યારે રૂપનગરવાસી બાપદાદાનું સ્થાન છોડી નાસી ગયા. સાંભળવા મુજબ સૈન્યનો એક વિભાગ રૂપનગરમાં રહ્યો હતો, તેનું પરિણામ એ આવ્યું કે રૂપનગરનું ચિહ્ન પણ પૃથ્વીપર ન રહ્યું. જો વિશ્વાસ ન આવતો હોય, તે નજરોનજર જૂઓ કે રૂપનગરની શી દશા થઇ છે."

કુમારે કહ્યું, "રૂપનગર! રૂપનગર શું અત્યારે નથી? રૂપનગરના રાય ત્યારે ક્યાં છે?

બ્રહ્મચારી—"રૂપનગરના રાય? રાય અત્યારે નથી! જે હતા, તેઓની એ પદવી અત્યારે લોપ પામી છે, રૂપનગર અત્યારે સ્મશાન ભૂમિ છે."

અનુપનારાયણે પૂછ્યું, "ત્યારે આપનુંજ નામ શું કૃષ્ણનાથરાય?"

બ્રહ્મચારીએ કહ્યું, "કૃષ્ણનાથરાયનું નામ નાશ પામ્યું છે. હું એ કૃષ્ણનાથરાયનો પ્રેતાત્મા છું. પરંતુ તે વાતમાં માલ નથી, હું મહારાજને જે પૂછવા આવ્યો છું. તેનો જવાબ મહારાજે આપવો જોઇએ."

મહારાજ—"આપ વારંવાર એવો પ્રશ્ન કેમ પૂછો છો?"

બ્રહ્મચારી—"પ્રાણની જ્વાળાથી! આ પાપી રાજ્યમાં ન વસવાની પ્રતિજ્ઞા લીધી છે માટે! જે રાજાનું રાજ્ય પાપ પૂર્ણ છે, ત્યાં કોઇ પણ રીતે પ્રજાને શાંતિ મળતી નથી. હું અહર્નિશ અંતર્દાહથી દગ્ધ થાઉં છું, તેનું કારણ બીજું શું હોઇ શકે! મ્હેં પાપનાં

રાજ્યમાં વસવાટ કર્યો હતો, તેથીજ નિશદિન ચિંતાની આગમાં બળું છું."

મહારાજે પૂછ્યું, "આપ શું ઇચ્છો છો ?"

બ્રહ્મચારી—હું જાણવા ઇચ્છું છું કે આપનાં રાજ્યમાં પાપ છે કે નહિ. જો આપ પાપકર્મના આજ્ઞાદાતા ન હો, જો આપની ધર્મરક્ષા તરફ દૃષ્ટિ હોય, તો મારે આપના રાજ્યમાં રહેવું છે."

બ્રહ્મચારી સાથે કુમારને આ પ્રકારની વાતચીત થતી હતી, તે વખતે રૂદ્રનારાયણ ઠાકુર ત્યાં આવી પહોંચ્યો. ઠાકુર આવ્યા કે તરત કુમારે ઉભા થઇ તેને માન આપ્યું. છેવટે દંડવત્ પ્રણામ કર્યા. ત્યારબાદ બીજા બધા એ રીતે પ્રણામ કરવા લાગ્યા. ઓરડામાં આવી બ્રહ્મચારીને સંબોધન કરી રૂદ્રનારાયણ ઠાકુરે કહ્યું, "આપજ તે બ્રહ્મચારી ? આપ શું નિષ્પાપ સ્થાન ખોળો છો ? જો આપ બ્રહ્મચારીજ હો તો પછી સ્થાન—અસ્થાનની શી જરૂર છે ? આપની પાસે તો બધાં સ્થાન નિષ્પાપ જ હોઇ શકે ? બ્રહ્મચારી થયા છતાં આપને આવો સંદેહ ઉત્પન્ન થાય છે, તે બહુ નવાઇની વાત છે ? આપ અનાયાસે કોઇ પણ બિલીનાં ઝાડ નીચે રહી શકો છો."

બ્રહ્મચારી—"મારો સંકલ્પ છે કે જે રાજાનાં રાજ્યમાં પાપ છે, તે રાજ્યમાં મારે ન વસવું."

રૂદ્રનારાયણ—"પાપ ક્યાં નથી ? આ કળિયુગમાં આપને પાપ શૂન્ય સ્થાન મળશે ખરૂં ! આપના જેવી ભ્રાન્તિ તો કોઇને નહિ થઇ હોય ! બ્રહ્મચારી થયા છતાં આપને એટલુંએ જ્ઞાન ન થયું ?"

બ્રહ્મચારી—"મહારાજ રામકૃષ્ણનાં રાજ્યમાં ત્યારે પાપશૂન્ય જગ્યા નથી ?"

રૂદ્રનારાયણ—"તે કેવી રીતે કહી શકું ?"

બ્રહ્મચારી—"ત્યારે આ રાજ્યમાં મારાથી વસી શકાશે નહિ. જે રાજ્ય પાપ પરિપૂર્ણ હોય, જે રાજ્યના રાજા રાજ્યમાંથી પાપને દૂર કરવા માટે યત્ન ન કરે, તે રાજ્યમાં વસવું નહિ. હું જાઉં છું. એક ક્ષણ પણ નહિ રહું."

બ્રહ્મચારી ઉભો થયો. રૂદ્રનારાયણ ઠાકૂરની પણ એવીજ ઇચ્છા હતી કે ગમે તે રીતે આ ઉન્માદ બ્રાહ્મણને કુમાર પાસેથી ખસેડવો. આથી રૂદ્રનારાયણે કહ્યું, "રાજધાની શું કદીપણ પાપ શૂન્ય હોય? અહીં તો હમેશાં પાપી કાર્યો—પરસ્ત્રી ગમન, નરહત્યા, ચોરી વગેરે બને છે. આપના જેવા માણસને તો જરૂર આ સ્થાન તજવા યોગ્ય છે. નિષ્પાપ સ્થાન જોઇતું હોય તો આપે વનમાંજ રહેવું."

બ્રહ્મચારી નિશ્વાસ નાખી બોલ્યો, "મહારાજ રામકૃષ્ણનાં રાજ્યમાં પણ પાપ! જો એમજ હોય તો ખરેખર મારે વનમાંજ વસવું પડશે."

બ્રહ્મચારી જતો રહ્યો. રૂદ્રનારાયણ ઠાકુરે ઇસારાથી એક નોકરને તે બ્રહ્મચારીની સેવા કરવાનું જણાવ્યું. મહારાજની પાસેથી બ્રહ્મચારીને આશ્રય ન મળ્યો, પણ તેની સેવા–પરિચર્યામાં કંઇ પણ કસર ન થઈ. ત્યારબાદ બહાર નીકળતી વેળા રાજમહેલના રક્ષકને તે કહેતા ગયા કે આવા ગમે તે કોઈ કુમારને ન મળી શકે તે બાબત ખાસ ધ્યાન આપશો."

બ્રહ્મચારી ગયા પછી રૂદ્રનારાયણ ઠાકુર પણ ચાલ્યા ગયા. સભા બરખાસ્ત થઇ. કુમાર રામકૃષ્ણને કોઈ પણ વાત ન ગમી. ફક્ત વખતોવખત વિદ્યુતની માફક તેના મનમાં ચમકારા થવા લાગ્યા કે "ત્યારે શું મારૂં રાજ્ય પણ પાપ પરિપૂર્ણ છે? શું હું પણ મારાં રાજ્યમાંથી પાપને દૂર નહિ કરી શકું?"

---

## દશમ પરિચ્છેદ.

—!o:—

### "ધર્મનું રક્ષણ કરો !"

આ રાજ્યમાંથી કેવી રીતે પાપ દૂર થાય ? હું મારો ધર્મ કેવી રીતે પાળી શકું ? અત્યાચારીનો અત્યાચાર અટકાવવાને તો હું સદા તૈયાર રહું છું સાધુનું સન્માન જાળવવા, ધર્મની મર્યાદા રક્ષવા મ્હેં કદી પણ આનાકાની કરી નથી ! તો પછી મારા રાજ્યમાં પાપ કેમ ?

સંધ્યાકાળે હવા ખાવા જતાં, નારદ–નદ પર હોડીમાં બેસી કુમાર રામકૃષ્ણ આ એકજ ચિંતામાં મશગૂલ બની ગયેલ છે. આજે તેના હજુરીયામાંનું કોઇ સાથે નથી. તે એકલા જ ફરવા નીકળેલ છે. નારદ-નદમાં નોકા મંદગતિથી ચાલી જાય છે. નૌકાપર બેસી કુમાર એક ચિતે વિચારે છે, "હું શું ધર્મનું રક્ષણ ન કરી શકું ? હું શું પાપને દંડ આપવાને સમર્થ નહિ થાઉં ?"

એકાએક નદીના પેલે પારથી શબ્દ આવ્યો, "મહારાજ ! ધર્મની રક્ષા કરો ! મહારાજ–ધર્મની રૂક્ષા કરો !"

શબ્દ વજ્રધ્વનિ માફક કુમારના કાનોમાં પેઠો. કુમાર જોવા લાગ્યો—એક યુવાન પુરુષ નોકાની સાથે સાથે દોડે છે, અને કિનારાને કંપાવતો કંપાવતો મહારાજ ! ધર્મની રક્ષા કરો ! એવો પોકાર કર્યા કરે છે.

કુમારે નોકાને કિનારે લાંગરવાની આજ્ઞા આપી. માછીઓએ નોકા લાંગરી. પેલો યુવાન જેમ જેમ નોકા કિનારે આવતી ગઇ,

તેમ તેમ વધુ વધુ ધાંટા પાડવા લાગ્યો. કુમારે પૂછ્યું—"શું છે? શું કહેવા ઇચ્છો છો?"

યુવકે કહ્યું, "મારૂં સત્યાનાશ વળ્યું. મારી જાતિ, મારો ધર્મ જવા બેઠો છે. આપ રાજા છો, મને બચાવો."

રામકૃષ્ણ—"તમારૂં રહેઠાણ ક્યાં છે?"

યુવક—"મારૂં રહેઠાણ ક્યાંએ નથી. આજ કેટલાંક વરસ થયાં હું રસ્તાપર ભટકતો ભિખારી બની ગયો છું. પ્રથમ રહેઠાણ હતું ખરૂં, પરંતુ અત્યારે નથી."

રામકૃષ્ણ—"શું કોઇએ આપનાં રહેઠાણનો નાશ કર્યો છે? કોણે એવો અત્યાચાર કર્યો?"

યુવક—"કોણે અત્યાચાર કર્યો, એ તો કેમ કહી શકું! મ્હેં ઘેર જઇ જોયું તો મારૂં ઘર ગૂમ થઈ ગયું છે, મારાં માબાપ ગૂમ થઇ ગયાં છે; મારો એક વહાલો ભાઈ હતો, તે પણ મને ન મળ્યો!"

રામકૃષ્ણ—"આપ ક્યાં ગયા હતા? આપે ક્યાંથી આવી આ બનાવ જોયો?"

યુવક—"તે વાત બહુ લાંબી છે. એટલું બધું સાંભળતાં આપને કંટાળો ઉપજશે. અત્યારે તો હું જે વિનંતિ કરૂં તે પૂરૂં કરો. મારી જાતિને ધર્મનું રક્ષણ કરો.

રામકૃષ્ણ—"આપને શું થયું છે. તે કહો. જો તમારી માગણી મારાથી પૂરી કરી શકાશે તો જરૂર પૂરી કરીશ."

યુવક—"આપ રાજા છો, આપ ધાર્મિક છો. તેથી આજ આપને શરણે આવ્યો છું. મારી સ્ત્રી અને બ્હેન બંને સંધ્યાકાળ વખતે ગામ બહાર આવેલી તળાવડીમાં ન્હાવા ગઇ હતી. તે બંનેને

મુસલમાન સૈનિકો આવી લઇ ગયા છે. મ્હેં ઘણી શોધ કરી પણ પત્તો ન મળ્યો. આપ જો મને સહાય કરો તો તેઓ બિચારી છૂટે અને એ નરપિશાચોને સજા થઈ શકે.”

રામકૃષ્ણ—“ આ બનાવ ક્યારે બન્યો છે? શું કરવાથી તેનો ઉદ્ધાર થાય તેમ છે?”

યુવક—“ મહારાજ! એ ઘણા દિવસની વાત છે. આજ કેટલાક વર્ષો થયાં હું તેની શોધ માટે દેશોદેશ, ગામેગામ અને જંગલેજંગલ રખડું છું. ભૂખ, તૃષાને દૂર કરી આહાર-નિંદ્રાનો ત્યાગ કરી રાત-દહાડો મ્હેં શોધખોળ કરી છે. જ્યારે હું ઘેરથી નીકળ્યો ત્યારે મારી સાથે એક બીજો માણસ પણ હતો, તે પણ મારી છાયાની માફક મારી સાથેને સાથે રહ્યો હતો. પરંતુ એક દિવસ મ્હેં પાછુંવાળી જોયું તો જણાયું કે તે મારી સાથે નથી. તે ક્યાં ગયો, તે બાબત મ્હેં બહુ તપાસ કરી પરંતુ પત્તો ન લાગ્યો.”

મહારાજે તેને અટકાવી કહ્યું, “ હવે મારે શું કરવાનું છે તે કહો!”

યુવક—“ મારી સ્ત્રી અને બહેનને છોડાવવી પડશે. પાપીને દંડ આપવો પડશે, અને ધર્મનું રક્ષણ કરવું પડશે.”

રામકૃષ્ણ—“ આપની સ્ત્રીને બ્હેન અત્યારે ક્યાં છે, તે બાબત આપને ખબર મળી છે?”

યુવક—“ કેટલાંય વર્ષ ભટક્યાબાદ આજ ત્રણ દિવસ થયાં તેનો પત્તો મળ્યો છે. અહા! અત્યારે તેઓ કેવું દુઃખ વેઠે છે! મહારાજ! નરરાક્ષસ મુસલમાન સૈનિકો મારી બહેનને સ્ત્રીને પકડી ગયા છે, તેને બંદીખાનામાં રાખી છે અને બહુજ પીડા આપે છે. મહારાજ! મને ખબર મળી છે કે તેઓ બંને અનાહારે મૃતપ્રાયઃ

થઇ રહી છે. વખતોવખત મુસલમાનો તેને કેટલીએ બ્હીક બતાવે છે. તેઓ બિચારી રડી રડીને પૃથ્વી પલાળી નાખે છે. મહારાજ! હવે સહન થતું નથી. આપ ચાલો, તેઓને બચાવો. હજુ પણ તેઓ મુર્શિદાબાદમાં છે, મને ખબર મળી છે કે આવતા મંગળવારે તેઓને કલકત્તા હેસ્ટિંગ્સ સાહેબને ઇનામ દાખલ મોકલવામાં આવશે."

મહારાજે ઉત્તર આપ્યો, "નવાબને આ બાબતમાં કેમ ન જણાવ્યું? નવાબના રાજ્યમાં, કુંપનીના શાસનતળેના પ્રદેશમાં હું શું કરી શકીશ?"

યુવક—"આપ શું કરી શકશો? આપ સતી-શિરોમણિ પુણ્યમયી મહારાણી ભવાનીના સિંહાસનપર બેઠા છો! આપની આંખ સમક્ષ શું એ સતી સ્ત્રીઓનું સતીત્વ નષ્ટ થશે? આપ શું તેનું રક્ષણ નહિ કરી શકો? ત્યારે તેનું રક્ષણ કોણ કરી શકશે? હું કોની પાસે જાઉં? હું દૂરથી આપનું નામ સાંભળતો આવ્યો છું, આપ રક્ષણ નહિ કરો તો કોણ કરશે? મહારાજ! ધર્મ જાય છે. માન જાય છે, પ્રાણ જાય છે, રક્ષા કરો. હિંદુનો ધર્મ હિન્દ નહિ રાખે તો પછી કોણ રાખશે?"

યુવકનાં વાક્યોથી મહારાજનું અંતઃકરણ દયાથી પીગળ્યું મહારાજે કહ્યું, "આપ મારી નૌકામાં આવો આપનું કહેવું સાંભળી જે યોગ્ય લાગશે, તે હું કરીશ આપ શાંત થાઓ. મારી શક્તિ મુજબ હું બધા પ્રયત્નો કરી ચૂકીશ."

યુવકે કહ્યું,—"મહારાજ! વખત લાગશે તો પછી તેનો પત્તો જ નહિ લાગે."

મહારાજ—" જેમ બને તેમ જલદી તમારૂં કામ પૂર્ણ થશે. મારી સાથે ચાલો."

યુવક નૌકાપર આવ્યો. નાવિકો નવાઈ પામ્યા. તેઓ વિચારવા લાગ્યા, " આ યુવક કોણ હશે! ખરસટવા વાળો, મેલાં કપડાંવાળો, ચંચળ દૃષ્ટિવાળો, ચિંતાક્લિષ્ટ વદનવાળો આ યુવક તે કોણ? તેની આકૃતિ ગૃહસ્થના જેવી, છતાં વેશ ગંદો હતો, યુવકે એકજ વસ્ત્ર પહેર્યું હતું; બધું અંગ ધૂળથી છવાઇ ગયું હતું; માથાના વાળમાંથી ધૂળ ઉડતી હતી; " આ યુવક કોણ!" એ મલિનવેશધારી યુવકને મહારાજે આદરપૂર્વક પોતાની નૌકા પર લીધો. નૌકા રાજધાની તરફ ચાલી. નૌકાની ઉતાવળી ગતિને લીધે પાણીમાં જળકલ્લોલ ઉઠયો તેમાં પ્રશ્ન પૂછાવા લાગ્યો કે " આ યુવક કોણ!"

નૌકાપર આવ્યાબાદ યુવકે પોતાની મર્મભેદી કહેણી મહારાજને કહી સંભળાવી. કહેતાં કહેતા તેનું ગળું રૂંધાવા લાગ્યું, આંખમાંથી આંસુની રેલ ચાલવા લાગી, કુમારનું હૃદય શોકથી પ્રિયમાણ થઇ ગયું. તેણે મનમાં પ્રતિજ્ઞા કરી, " ગમે તેમ થાય પણ એ બ્રાહ્મણકન્યાને છોડાવી પાપીઓને દંડ આપીશ."

---

## એકાદશ પરિચ્છેદ.

### ખોટા માર્ગે.

> " Out of breath to no purpose,
> and very busy about nothing"
>
> —Addison.



યુવકને સાથે લઇ, સંધ્યાકાળ વખતે, મહારાજ રાજધાનીમાં પાછા આવ્યા, રાજધાનીમાં આવ્યા પછી તરતજ તેમણે રૂદ્રનારાયણ ઠાકુર સાથે મેળાપ કર્યો. બંનેએ ઘણીવાર સૂધી વાતચીત કરી. બધી વાત જાણ્યા પછી એ બધું અલૌકિક જણાવા લાગ્યું; આથી રૂદ્રનારાયણ તો એ બધી વાતને ઉડાવી દેવાનો પ્રયત્ન કરવા લાગ્યા. વળી આટલા વખત પછી પણ એ યુવતીઓ હયાત હોય, તો પણ તેને છોડાવવી મુશ્કેલ છે એમ તે કહેવા લાગ્યા. તેઓ મુસલમાનના હાથમાં પડી છે તો પછી આટલા દિવસો સૂધી તેણે ધર્મ ટકાવી રાખ્યો હોય, એ પણ અસંભવિત વાત છે, એમ સમજાવી તેઓ મહારાજને આ વાત હાથમાં નજ લેવાને સમજાવવા લાગ્યા. પરંતુ પેલા યુવકના વચનોથી મહારાજને એટલી તો અસર થઇ હતી કે રૂદ્રનારાયણની ઇચ્છાવિરુદ્ધ પણ તેમણે પોતાની વાત ન છોડી. તે વિનીત સ્વરે રૂદ્રનારાયણ ઠાકુરને આ કામનું મહત્વ સમજાવવા લાગ્યા.

કોઇ પણ બાબતમાં આટલો બધો આગ્રહ કુમાર કદી કરતા

નહિ. આથી કુમારને ખુશી કરવા ખાતર અનિચ્છા છતાં તેમણે કુમારના અભિપ્રાયને સંમતિ આપી. તોપણ તેમણે પ્રથમ સમજાવ્યું કે આ કામમાં કુમારને પોતાને તસ્દી લેવાની કશી જરૂર નથી; નવાબની પાસે માણસ મોકલી અગર જરૂર પડશે તો હું પોતે જઈ તે બંનેને મુક્ત કરાવીશ. પરંતુ કુમારનું મન તેથી શાંત થયું નહિ, કુમારે કહ્યું "યુવક જે કહે છે, તેમાં અવિશ્વાસ રાખવા જેવું કશું નથી. ફળ સારૂં આવો કે ભૂરૂં. પણ આ બાબતમાં આપણે જીવ સટોસટ ઝુઝવું જ જોઇએ. મારી ખાસ ઇચ્છા છે કે આપ મને અનુમતિ આપો. હું સવારમાંજ મુર્શિદાબાદ જાઉં. ત્યાં બડનગરમાં મા છે, આપના પિતૃદેવ પણ છે; તેની સાથે વાતચીત કરી કાર્ય પાર પાડી શકીશ. મારી વિનંતિ છે કે આ શુભ સંકલ્પમાં આપ મને સહાય કરો."

રૂદ્રનારાયણ ઠાકુર મનમાં વિચારવા લાગ્યાઃ—"એકાએક રાજધાની છોડવી એ યોગ્ય નથી. વળી પ્રકૃત તથ્ય ન જાણતાં, એક અજ્ઞાન માણસનાં વાક્યપર આધાર રાખી નાટોરના અધિપતિએ નવાબના દરબારમાં જવું યોગ્ય નથી." રૂદ્રનારાયણ ઠાકુર વિચાર કર્યાબાદ બોલ્યા, "વારૂ, જો જવુંજ હોય, તો પછી સારો દિવસ જોઇ લો. હું હમણાં જ જ્યોતિષીને બોલાવી સારૂં મુહૂર્ત જોવરાવું છું આવી મુસાફરીમાં શુભ લગ્ન જોવું અગત્યનું છે."

કુમાર આ વાતમાં આનાકાની કરી શક્યા નહિ. રૂદ્રનારાયણ ઠાકુર જ્યોતિષીને બોલાવી સારો દિવસ જોવરાવવાની ઉતાવળ કરવા લાગ્યા. કુમાર શાંત થઇ મહેલ ભણી ચાલ્યા. સારો દિવસ જોવડાવી રાત્રેજ કુમારને જણાવવાનું હતું. રૂદ્રનારાયણ ઠાકુરે જ્યોતિષીને બોલાવી ચાર દિવસ પછીનો દિવસ નક્કી કરાવી લીધો. અને બે વિશ્વાસુ

માણુસોને મોકલી મુર્શિદાબાદમાં પેલી બે યુવતીઓની શોધ કરાવવી શરૂ કરી. તે દરમિયાન નાટોરમાંજ પેલા યુવકને રહેવાનું ઠર્યું:

રૂદ્રનારાયણ ઠાકુર સાથે વાત કરી કુમાર જેવા મહેલમાં પ્રવેશ કરવા જાય છે. તે વખતે ફરી કાલીશંકર સાથે મેળાપ થયો, કાલીશંકર ઘણીવાર થયાં કુમારની રાહ જોતો હતો. પરંતુ કુમારને તે ભાવ તેણે જણાવા દીધો નહિ. કાદિહાટી અને ભૂષણા પરગણાના બંદોબસ્ત સંબંધમાં સવારે કુમારની સાથે તેને જે વાતચીત થઇ હતી, તે બાબત વાતચીત કરવા તે અત્યારે આવ્યો હતો; છતાં તે બાબતમાં તે નિઃસ્વાર્થ છે, તેવું દેખાડવા તે પ્રથમ તો આડી વાત કાઢવા લાગ્યો. પરંતુ કુમાર ને તો કાલીશંકરને જોતાંજ એ વાત સાંભળી આવી. દિવાનજીનાં દફતરમાં શોધ કરતાં પણ એ બે પરગણાના ગેરબંદોબસ્તની બાબતમાં બધી ખબર પડી હતી. આથી પોતાની મેળેજ કાલીશંકરને વાતચીત કરવા ખાનગી ઓરડામાં આવવાનું કહ્યું. ઘણીવાર સુધી મસલત ચાલી. કુમાર સમજી ગયા કે એ બે પરગણાંનો બંદોબસ્ત જાળવવો હોય તો ત્યાં એક વિશ્વાસુ અમલદારને મોકલવાની જરૂર છે, પરંતુ કુમારને એવા વિશ્વાસુ માણસની શોધ લાગી નહોતી. રૂદ્રનારાયણ ઠાકુર સાથે એ બાબતની મસલત કરવાનું તો ભૂલી જવાયું હતું; કાલીશંકરની પણ તેમ કરવાની મરજી નહોતી. કુમારે કાલીશંકરને કહ્યું:—"ભાઇ, મને તો કોઈ વિશ્વાસુમાણુસ મળતો નથી. ઠાકુર મહાશયને જણાવ્યા વિના કોઈ પણ પ્રકારનો બંદોબસ્ત કરી શકાય તેમ નથી." કાલીશંકરે કહ્યું, "વિશ્વાસુ માણુસ નથી મળતો! વિશ્વાસુ માણુસનો ક્યાં તોટો છે! મારા જેવો ક્ષુદ્રમાં ક્ષુદ્ર માણુસ પણ આપનું એ કાર્ય કરવાને સમર્થ છે."

કુમારના મનમાં પણ એજ વિચાર આવ્યો તેને વારંવાર એજ વિચાર આવવા લાગ્યો. કાલીશંકરનો જવાબ સાંભળી કુમારને ઉત્સાહ ઉત્પન્ન થયો, કુમારે કહ્યું, "ભાઇ, જો તમેજ જાઓ, તો પછી કહેવું જ શું ? પરંતુ રૂદ્રનારાયણ ઠાકુરને આ બાબતમાં જણાવું તો કશી અડચણ છે ?"

કાલીશંકર—"મારા મત મુજબ હમણાં તેમને કશું કહેવાની જરૂર નથી. જો કંઇ કામ કહી શકીએ તો જણાવીએ તો ઠીક ગણાય. અત્યારે તો માત્ર દિવાનજીને જણાવશો તો બસ, પ્રથમ કામ પછી બીજી વાત."

કુમારે પ્રથમ મનમાં વિચાર કરી પછી કહ્યું, "વારૂ, તેમજ કરીએ. કાલે જ તમને રવાના કરવાની વ્યવસ્થા કરીશ."

વાત કહેતાં તો કરાઇ ગઇ, પણ મનમાં કંઇનું કંઇ થઈ ગયું. ઠાકુર મહાશય વિપત્તિમાં, સંપત્તિમાં બધા વિષયોમાં સર્વોપરિ સત્તા ચલાવતા હતા. નાટોર રાજ્યના તેજ સુકાની હતા. તેને ન જણાવતાં, તેનાથી છૂપી રીતે કાલીશંકરને અમુક જિલ્લામાં મોકલવો એ શું સારૂં કાર્ય કહેવાય ? કુમારના મનમાં આ સંદેહ વારંવાર ઉત્પન્ન થવા લાગ્યો. પરંતુ એ સંદેહ વધુવાર ટકયો નહિ. કુમારે પોતાની મેળે એ સંદેહનો ખુલાસો કરી લીધો:—"જ્યારે કાલીશંકરને મોકલવાનું વચન આપ્યું છે, ત્યારે પછી વધુ વિચારવાથી શો લાભ ? હવે જો ઠાકુર મહાશયને જણાવવા જઇશ તો તેઓ કદાચ આનાકાની કરે તો મારે વચનભંગ થવું પડે, માટે અત્યારે તો જેમ ધાર્યું છે તેમ છૂપી રીતે કાર્ય કરવું, એજ સારૂં છે."

સંતલસ પુરી થઈ. કાલીશંકર પ્રથમ કાદિહાટી પરગણામાં જવા તૈયાર થયો.

કાલીશંકરને વિદાય કર્યાબાદ કુમાર મહેલમાં ગયા, એ વખતે રૂદ્રનારાયણ ઠાકુર પાસે મુર્શિદાબાદ જવાનો દિવસ નક્કી થઈ આવ્યો. મંગળવારે બપોરે સારૂં મુહૂર્ત હોવાથી મુસાફરી કરવી એવું કહેણ આવ્યું હતું. વળી જણાવ્યું હતું કે "આજે જે એક વિશ્વાસુ માણસને મુર્શિદાબાદ રવાના કરૂં છું. તે પ્રથમ જઇ શોધખોળ કરશે. જરૂર પડશે તો મારા પિતા ચંદ્રનારાયણ ઠાકુર પણ તેને મદદ કરશે."

હજુ પણ ચાર દિવસ રાહ જોવી પડશે! કુમારે વિચાર્યું; "યુવકે જે કહ્યું છે, તે જો ખરૂં હોય, તો પછી હું મુર્શિદાબાદ જઇશ, તોપણ કશું નહિ વળે." વળી બીજો વિચાર આવ્યો કે:–"પરંતુ અશુભ ક્ષણમાં મુસાફરી પણ શી રીતે થઇ શકે! માટે આ બાબતમાં જે વ્યવસ્થા થઇ છે તેજ ઉત્તમ છે, તેની વિરૂદ્ધ જવું યોગ્ય નથી. પરંતુ હું મુર્શિદાબાદ જાઉં તે પહેલાં એ બંને યુવતિને કલકત્તા રવાના ન કરવામાં આવે, એવી તજવીજ કરવી જોઇએ. એ વ્યવસ્થા ઠાકુર મહાશયનો વિશ્વાસુ અમલદાર કરશે, તેમાં શક નથી. તોપણ મારે એ વાત તેને સંભારી આપવી જોઇએ." એમ કહી કુમાર પાછા રૂદ્રનારાયણ ઠાકુરની સાથે મેળાપ કરવા ગયા.

---

## દ્વાદશ પરિચ્છેદ.

### સંકલ્પ સિદ્ધીનો પ્રયત્ન.

"                    on, Ye bravo
Who rush to glory, or the grave!"
—Champbell.

ચિંતાના ઉદ્દામ તરંગોથી કુમારનું હૃદય ઉછળવા લાગ્યું છે. આજે. સંસારની કોઇ પણ સામગ્રી તેનાં ચિત્તને શાંત કરી શકતી નથી. એટલુંજ નહિ પણ સુંદરી–જે સુંદરીને જોતાં કુમાર તન્મય બની જતા–તે સુંદરી પણ આજે તેનાં ચંચળ ચિત્તને સ્થિર કરવાને સમર્થ ન થઈ.

કુમાર આજે આટલા બધા ચિંતાતુર કેમ? સુંદરી પાસે છે, સુંદરીના વીણા જેવા કંઠમાંથી વીણાના ધ્વનિનો ઝંકાર મચી રહ્યો છે;–તો પણ કુમાતું ચિત્ત ચંચળ કેમ?

અનેક ક્ષણ પછી સુંદરીએ પૂછ્યું, "પ્રાણેશ્વર! આજે આપને આટલા બધા દીલગીર કેમ જોઉંછું?" સુંદરીના મનમાં આવ્યું કે મ્હેં કદાચ તેમનો મોટો અપરાધ કર્યો હશે, કંઇ પણ ભૂલ કરી હશે, તેથી તે અતિ સંકોચ પામી બોલી–"નાથ દાસીએ કંઈ ભૂલતો નથી કરીને?"

કુમાર ચિંતાતુર હતા. પ્રથમ તો સુંદરીનાં વચનો કાનમાં પેઠાં છતાં હૃદયપર પ્રતિઘાત કર્યા વિના પાછાં વળ્યાં. પરંતુ જ્યારે સુંદરિએ બીજીવાર કહ્યું કે "પ્રાણનાથ! દાસીએ કંઇ ભૂલ કરી છે કે નહિ?"

ત્યારે કુમારનાં હૃદયને બહુ આઘાત થયો. તેણે વ્યથિત સ્વરે કહ્યું. "સુંદરિ! એવી વાત કેમ કહે છે! હું તો તારો અનુરક્ત છું."

સુંદરીને જણાયું કે મ્હેં પ્રશ્ન પૂછ્યો, એ ઠીક કર્યું નથી. તેથી તે અતિશય નમ્રભાવે બોલી "નાથ! માફ કરો, આપને દીલગીર જોઇને મ્હેં એવો પ્રશ્ન પૂછયો. હતો. આપ આટલા બધા દીલગીર શામાટે છો?"

કુમાર ઉદ્વેગપૂર્વક બોલ્યા–"સુંદરિ, શું કહું? શું ઉત્તર આપું? તને છોડી જવું પડશે. તેથી—"

કુમારનો અવાજ રૂંધાઇ ગયો. સુંદરીને લાગ્યું કે આના કરતાં તો વજ્રપાત થયો હોત તો સારૂં. સુંદરી વ્યાકુળ થઇ બોલી "મને તજી જશો! ક્યાં જશો? મારા પ્રાણ છે ત્યાં સુધી જઇ શકશો: નહિ." સુંદરીએ પોતાના કમલસમાન હાથ કુમારના પગપર મૂક્યા.

કુમારે ગળગળા અવાજે કહ્યું, "સુંદરિ! હું શું ઇચ્છાપૂર્વક તને તજી જાઉં છુ? ભારે સંકટમાં ફસ્યો છું, ઉપાય નથી; તેથી—"

"ભારે સંકટ!" સુંદરીના કાનમાં વળી નવીન ભાલું ભોંકાયું. સુંદરીનું શરીર કાંપવા લાગ્યું. સુંદરીએ કંપતા કંઠે પૂછ્યું,–"સંકટની વાત શું કહો છો? હું કશું સમજી શકતી નથી. આ અભાગણીનું ભાગ્ય મંદ છે, તેથી શું આ અભાગણીના સબબે તો એ સંકટ નથી આવી પડયું? એવું તે શું સંકટ છે કે મને છોડી જવું પડશે! ત્યારે શું મારૂં મરણ થાય, તો આપનું એ સંકટ જાય ખરૂં?"

સુંદરી બહુ ઉતાવળી થઇ છે એમ જાણી કુમાર તેને સમજાવવા લાગ્યા, "સુંદરિ! તું શા માટે એવું ધારે છે? તું શા માટે આકળી થાય છે? તારો શો દોષ છે! તું શા માટે નકામો શોક કરી જીવ બાળે છે?"

સુંદરી—"ત્યારે શા માટે મને છોડી જશો ? એવું શું સંકટ આવી પડયું છે કે મને છોડયા સિવાય એ સંકટ દૂર ન થાય ?"

કુમાર—"એક ખાસ કામ સબબ થોડા રોજ મારે બીજે સ્થળે જવું પડશે. તે દરમિયાન હું તને મળી શકીશ નહિ. તેથી બહુ વિચારમાં પડયો છું-હું તારા વિના કેવી રીતે રહી શકીશ !"

સુંદરીએ આગ્રહપૂર્વક પૂછયું, "ક્યાં જશો ? શા માટે જશો ? આ દાસી શું એ બધું જાણવાને અધિકારી નથી !"

કુમાર—"મારા પ્રાણ-મારાં હૃદય ! તારાથી છૂપી વાત તે કંઇ હોઇ શકે ? હું તને જણાવ્યા સિવાય કશું કરૂં છું ખરો ? તને જણાવવા માટેજ-તારી સલાહ લેવા માટેજ મ્હેં આ વાત ઉપાડી છે."

સુંદરી—"ત્યારે પછી બોલવામાં આટલો બધો સંકોચ કેમ રાખો છો ? હૃદય આટલું બધું ઉદ્વેગ કેમ પામે છે ?"

કુમાર—"હૃદયમાં ઉદ્વેગ કેમ છે, તે શું ભાષાથી સમજાવી શકાય ખરૂં ! સાંભળે છે સુંદરિ ! જ્યારે મારૂં ને તારૂં પ્રથમ શુભ મિલન થયું ત્યારથીજ આપણા પ્રાણ એક થયા છે, ત્યારથી અત્યાર સુધી આપણે ચકોર-ચકોરીની માફક એક બીજાનાં મુખ સામે જોઇ દિવસો ગાળતાં આવ્યાં છીએ. હવે એકાએક એ મિલનમાં વિચ્છેદ થશે. બે દિવસ માટે હો કે અમુક ક્ષણ માટે હો પણ એ મિલનમાં વિચ્છેદ તો થવાનોજ એ વિચ્છેદનું સ્મરણ કરતાં પ્રાણ વિદીર્ણ થઇ જાય છે, સુંદરિ-છતાં તું પૂછે છે કે પ્રાણ ઉદ્વેગમાં શા માટે ?"

સુંદરી—"ત્યારે શા માટે આ મિલન છિન્ન કરવા તૈયાર થયા છો ? તો પછી મને છોડી જવાનું કારણ શું છે ? હું આપને નહિ જવા દઉં, હું તમને નહિ છોડું."

સુંદરીએ પતિનાં ચરણ યુગલ છાતીપર ધારણ કર્યાં. તે કરુણ અવાજે બોલી–" મને તજી ક્યાં જશો ? હું આપને ક્યાંએ જવા નહિ દઉં. "

કુમાર—" સુંદરિ ! હું શું ઇચ્છાપૂર્વક તને તજી જાઉં છું ? કર્તવ્ય મને પરાણે તાણી જાય છે. ધર્મ મને ભેરી સ્વરે બોલાવે છે. "

સુંદરી—"આપ આ શું બોલોછો ? હું તો કશું સમજી શકતી નથી. આપના કર્ત્તવ્ય પથમાં, આપના ધર્મ-માર્ગમાં આ દાસી છાયાની માફક અનુગામિની થવાને અધિકારી નથી કે ? તો પછી આપ મને તજી જવાનો વિચાર શા માટે કરો છો ? આપ ગમે ત્યાં જાઓ, ગમે ત્યાં રહો, હું તો આપની સાથેજ રહીશ "

કુમાર—"સાથે રાખવાની સગવડ હોત, તો હું કદી પણ એ સગવડ ગુમાવત કે ? તારા સિવાય એક ક્ષણ રહેતાં પણ મારો પ્રાણ મુંઝાય છે. તો પછી આ કાર્યમાં તો તારા સિવાય મારે કેટલા દહાડા વિતાડવા પડશે તે નક્કી નથી, તો પછી મને શું નહિ થતું હોય ! પરંતુ કર્તવ્ય બજાવવામાં સ્વધર્મ પાળવામાં બીજો ઉપાય નથી."

સુંદરી—"કર્તવ્ય ને ધર્મ બજાવવામાં શું સહધર્મિણીનો ત્યાગ કરવો પડશે ! એવું તે શું કર્તવ્ય છે કે જેમાં સહધર્મિણીને તજવી પડે, આ દાસી એ જાણવાને અધિકારી છે કે ? નાથ ! પ્રાણ બહુ વ્યાકૂળ થયો છે; જો અડચણ ન હોય તો મને બધી વાત સમજાવો."

કુમાર—"સુંદરિ ! સમજાવવા જેવું કશું નથી. તું જો એક વખતે એ વાત સાંભળે તો પછી તારૂં હૃદય પણ ભીનું થયા સિવાય રહેજ નહિ. તું હિંદુનારી છે; સતીનું મહાત્મ્ય તારી રગેરગમાં પ્રવેશી રહ્યું છે. તું રાજાની રાણી છે; રાજાનો રાજધર્મ પણ તું હૃદયે

હૃદય અનુભવ કરી શકી છે. વારૂ, તનેજ પૂછું, તું જવાબ આપ જોઉં—આ વખતે મારૂં કર્તવ્ય શું છે. આ વખતે મારો ધર્મ શો છે? એ હિંદુ સ્ત્રી—એક ગરીબ બ્રાહ્મણની સ્ત્રીનેબહેન—મુસલમાન સૈનિકોની ખટપટથી કારાગૃહમાં છે. પાખંડી મુસલમાન સૈનિકો એ બે સ્ત્રીઓનું સતીત્વધન લૂટવા પ્રયત્ન કરે છે. જો વધુ બે દિવસની વાર લાગશે, તો એ અભાગણીઓનું સત્યાનાશ વળશે. હું રાજા છું, મારી પાસે એ સમાચાર આવ્યા છે! હવે મારે શું કરવું? આ વખતે મારૂં કર્તવ્ય શું?"

સુંદરિ સિંહણની માફક ગર્જના કરી બોલી—"કર્તવ્ય? મહારાજ! પૂછોછો કે કર્તવ્ય શું? આ બાબત કર્તવ્ય તે કહેવાતું હોય કર્તવ્ય એજ કે પ્રાણ આપીને પણ સતી સ્ત્રીને છોડાવવી."

સુંદરિ! સુંદરિ! તું શું એજ સુંદરી છે? તુ તો કમનીયતામાં નવનીત સમાન છે. સ્નિગ્ધ શાંત જ્યોત્સના જેવી છે, મર્ત્ય લોકમાંની મંદાકિનીની સ્નેહમય ધારા છે! તારૂં આ કેવું પરિવર્ત્તન? અત્યારે તો તું વજ્રસમાન કઠોર જણાય છે! મધ્યાન્હના સૂર્યસમાન તેજસ્વી જણાય છે! આગ્નેય ગિરિના અનલ પ્રવાહ સમાન ઉતપ્ત જણાય છે! બહુ નવાઇ જેવું પરિવર્ત્તન!

કુમાર જોઈ રહ્યા—સુંદરીની બે આંખો જાણે સળગી ઉઠી છે! મ્હોં લાલરંગથી રંગાઇ ગયું છે, ભુવન મોહિની જાણે ખર્પરધારીણી સંહારિણીનીમૂર્તિ ધારણ કરી રહી છે.

કુમારનાં હૃદયમાં ઉદ્દીપનાનો અગ્નિ સળગ્યો. સુંદરીના જવાબ સાથેજ તે બોલી ઉઠયા—"સુંદરિ! તું ખરૂં કહે છે. સતી રમણીના ઉદ્ધાર માટે જીવતોડ પ્રયત્ન કરવો એજ કર્ત્તવ્ય છે."

સતી સ્ત્રીના ઉદ્ધાર માટે પતિ જીવતોડ મહેનત કરવા બંધાયા છે, એ જોઇ સુંદરી બોલી–" આપનો શુભ સંકલ્પ સિદ્ધ થાઓ. હું ભગવાન પાસે મન, વાણીને કર્મથી એજ પ્રાર્થના કરૂં છું."

ત્યારબાદ સુંદરીએ પૂછ્યું–" બ્રાહ્મણની દીકરીઓ ક્યાં કેદમાં છે? તેને છોડાવવા માટે આપને જાતે જવાની શી જરૂર છે?"

કુમાર—"તે મુર્શિદાબાદમાં છે, નવાબના કારાગૃહમાં છે. જોર જુલમથી તેને છોડાવી શકાય તેમ નથી. હું જાતે જઇ નવાબને મળીશ, મારી માગણીથી કદાચ નવાબ તેને છોડી દે. તેથી હું જાતેજ મુર્શિદાબાદ જવાનો છું."

સુંદરી—"જો નવાબ આપની વાત ન માને તો! આપની માગણી ન સ્વીકારે તો!"

કુમાર—"ભગવાને જે લખ્યું હશે તે થશે. ઇશ્વર ન કરે, પણ તેમ થશે તો નવાબ સાથે વિરોધ ઉપસ્થિત થશે."

સુંદરીના પ્રાણ કંપવા લાગ્યા, સુંદરીએ કહ્યું, " નવાબની સાથે વિરોધ કરશો?"

કુમાર—"તે સિવાય બીજો શો ઉપાય."

સુંદરી—"નવાબની સાથે વિરોધ કરવાની વાતથી શરીર કંપે છે."

કુમાર—"સુંદરિ–હવે નવાબની શક્તિ નથી. કંપનીની પાસે નવાબના હાથ પગ બંધાયેલા છે. નવાબ જો મારી પ્રાર્થના નહિ સાંભળે, તો હું કંપનીના અમલદારોની સહાયતા લેવાનો યત્ન કરીશ.!"

સુંદરી—"તે કેવી રીતે?"

કુમાર—"મને ખબર મળ્યા છે કે નવાબ એ બંને સ્ત્રીઓને કલકત્તા મોકલશે. હેસ્ટિંગ્સ સાહેબ અત્યારે કંપનીના મુખ્ય અમલદાર થઇ આવ્યા છે. નવાબ જો મારૂં નહિ સાંભળે, તો હું હેસ્ટિંગ્સ સાહેબ પાસે જઇશ. તેથી પણ કશું પરિણામ નહિ આવે તો-"

સુંદરી—"શું કરશો ?"

કુમાર—"છેલ્લો ઉપાય બળ-પ્રયોગ ! જોર-જુલમથી એ બંનેને છોડાવીશ."

સુંદરી—"નવાબની સાથે, કંપનીની સાથે વિરોધ, શું થશે નાથ ?" સુંદરી વિચારમાં પડી.

કુમાર—"નસીબમાં જે લખ્યું હશે, તેજ થશે. અદૃષ્ટ સિવાય માર્ગ નથી."

કુમારે નિ:સાસો મૂક્યો.

સુંદરીના મનમાં આવ્યું-"એક વખત કહું કે વિરોધ કરવાની જરૂર નથી જો સહજમાં કાર્ય ન થાય તો પછી વધુ કશું ન કરવું." પરંતુ વાત મનમાં ને મનમાં રહી ગઇ. બ્રાહ્મણ સ્ત્રીનાં સતીત્વનાં રક્ષણ કરવા કરતાં મોટું કર્ત્તવ્ય તે રાજા માટે બીજું કયું હોઇ શકે ? એ વિચારથી સુંદરી એમ કહેતાં અચકાઇ. સુંદરી કુમારના વિચારમાં અડચણ નાખી શકી નહિ.

કુમાર હતાશ બતાવનારા સ્વરે બોલ્યા-"જાય તો બધું ભલે જાય, પણ ધર્મરક્ષા કરવીજ પડશે." એમ કહી તેણે સુંદરીને પૂછ્યું! "કેમ સુંદરિ ! તને તો આમાં કંઇ અડચણ નથીને ?"

સુંદરી—"આ બાબતમાં મારે તે શી અડચણ હોય ! હિંદુનો ધર્મ હિંદુ ન સાચવે તો પછી કોણ સાચવશે ? બ્રાહ્મણ સ્ત્રીઓની ધર્મ રક્ષા માટે બધું ગુમાવવું પડે તો પણ પાછું પડવું ન જોઇએ."

એટલું કહી વળી સુંદરીએ કહ્યું:-" તો પણ મારી એક પ્રાર્થના સ્વીકારશો? પ્રાર્થના એટલીજ કે મને આપ મુર્શિદાબાદ લઇ જશો!"

કુમાર—"સુંદરિ! તું શું ગાંડી થઇ છે? તને ક્યાં રાખું! ફક્ત મુર્શિદાબાદ જવાનું હોત તો બડનગરના મહેલમાં તને રાખત. પરંતુ ક્યાં રહેવાનું થશે તે નક્કી નથી. કદી મુસલમાનની છાવણીમાં, તો કોઇ વખતે અંગ્રેજોની છાવણીમાં એમ જુદે જુદે સ્થળે ફરવું પડશે. આવી સ્થિતિમાં તને સાથે રાખવી પરવડે કે?"

સુંદરી ગળગળા અવાજે બોલી-" નાથ! આપને મૂકી એક ક્ષણ પણ રહી શકીશ નહિ! આપને એક ક્ષણ જોતી નથી તો ચારે તરફ અંધકાર છવાઇ રહે છે!"

કુમારે પોતાના બાહુપાશથી સુંદરીને લપેટી લીધી:-" સુંદરી તું શું કહે છે, તને એક ક્ષણ જોતો નથી તો આ જગત સૂનકાર સમાન ભાસે છે"

બંને બંને તરફ જોઈ રહ્યાં. સુંદરી મનમાં મનમાં વિચારવા લાગી:-" વિધાતા! તેં આ મુશ્કેલી કેમ ઉભી કરી છે મ્હેં એવું તે શું પાપ કર્યું છે કે જેથી મારે આ જૂદાઇ વેઠવી પડશે?"

કુમારનાં હૃદયમાં પણ જાણે એજ વાતનો પડઘો પડયો કુમારે પણ મનમાં વિચાર્યું કે " વિધાતાએ મને આ જીવન-પરીક્ષાના મહાસાગરમાં કેમ નાખ્યો, તે સમજાતું નથી."

એ રીતે, એ ચિંતામાં તે રાત્રિ પૂરી થઈ. વખતે બંનેનાં હૃદય હતાશાના ગંભીર અંધકારમાં ડૂબતાં હતાં, જો વખતે કર્તવ્ય-પાલન અને સ્વધર્મ-સાધનથી ઉત્પન્ન થતા આત્મપ્રસાદના ભાવી આલોકથી ઉજ્વળ બનતાં હતાં. બંને પરસ્પર સામું જોઇ રહ્યાં. રાત્રિ કેવી રીતે વીતી, તેની બેમાંથી કોઇને ખબર ન પડી.

## ત્રયોદશ પરિચ્છેદ.

### ઘટના સ્રોત.

" Man proposes, God disposes "
Proveib.

કુમાર રામકૃષ્ણ આજે મુર્શિદાબાદ જવાના છે, હારબંધ નોકા સજ્જિત થઇ રહેલ છે. નોકાપર બધો સરસામાન ગોઠવાઇ ગયો છે. સાથે જવાને માટે સંખ્યાબંધ અમલદારો ને પ્રહરીઓ તૈયાર થઇ રહ્યા છે.

મહારાજની ખાસ નોકાપર નિશાન ઉડી રહ્યું છે એ નોકાની આગળ અને પાછળ માંગલિક વાદ્યો વાગી રહ્યાં છે. નોકાની ચારે બાજૂએ રક્ષક નોકાઓ પ્રહરીનું કામ કરવા લાગ્યાં છે. આ બાજૂએ બંને કિનારાપર સ્વારી જોવા માટે હજારો માણસોનાં ટોળાં ઉભાં છે.

શુભક્ષણે, શુભમુહૂર્તે કુમાર મહેલમાંથી પધાર્યા, સુંદરીના પ્રેમ પાશમાંથી મુક્ત થઇ. કાળીમાતાનાં દર્શન કરી માતાજીની પૂજાનું નમણુ આંખે લગાવી, બિલીપત્ર જોડે બાંધી, ખડગપરનાં સિંદુરનું તિલક કરી મા ભવાનીનાં શરણુને ઉદ્દેશી પ્રણામ કરી કુમાર નોકાપર પધાર્યા.

એ દરમિઆન રૂદ્રનારાયણ ઠાકુર એબાકળે વેશે કુમારપાસે આવી પહોંચ્યા, તેમણે કુમારને કહ્યું, "કુમાર, હમણાંજ મ્હેં મુર્શિદા-

બાદ મોકલેલ માણસ પાછુ ફર્યું છે. મારા પિતાજીએ આ પત્ર મોકલ્યો છે. આ પત્ર વાંચ્યાથી બધું સમજાશે. ચાલો નૌકાપર બેસી પત્ર બતાવું."

એમ કહી કુમારને સાથે લઇ રૂદ્રનારાયણ ઠાકુર નૌકાપર આવ્યા. નૌકાપર બંનેને બેસવા માટે યોગ્ય આસન તૈયાર હતા. બંને જણા તેપર બેસી પત્ર વાંચવા લાગ્યા.

× × × ×

આ તરફ કુમાર ગયા પછી સુંદરી દીલગીર હૃદયે શયનગૃહમાં ગઈ, બધું સૂનું સૂનું લાગવા લાગ્યું, હૃદય શૂન્ય, શયનગૃહ શૂન્ય, એ કોલાહલ પૂર્ણ રાજપુરી પણ શૂન્ય લાગવા લાગી, આખું જગત સૂનકાર જણાવા લાગ્યું.

કંઈ ગમ્યુ નહિ. પોતાની પ્રિયસહચરી પણ ગમી નહિ. પિતાને ઘેરથી અહીં આવતાં સુધી પોતાની બાલ સહચરીઓને સાથે લાવી હતી. સાસરે ગયા બાદ દીકરીનું મન અસ્થિર ન થાય, એવી આશાથી સુંદરીનાં માબાપે આ સહચરીઓને તેની સાથે મોકલી હતી. પરંતુ એ સહચરીઓ પણ આજે સુંદરીનાં મનને શાંત કરી શકતી નથી.

સુંદરીનો વહાલો કાકાકૌઓ આજે પણ કુમારની માફક મધુર અવાજે "સુંદરિ—સુંદરિ" કહી પોકાર કરે છે; એ પંખીના સ્વરથી સુંદરી પાગલ બની જતી, તે પંખીનો સ્વર પણ આજે કશી અસર કરી શકતો નથી ઉલટું એ શબ્દે વિષ પાયેલાં બાણની માફક કાનમાં ભોંકાય છે ઓરડામાં એક મોટું દર્પણ–ભોંયતળીએથી છત સુધી જડેલું હતું "સુંદરિ—સુંદરિ !" કહેતા કુમાર જ્યારે એ ઓરડામાં

આવતા, ત્યારે પેલું પંખી પણ સુંદરિ–સુંદરિ બોલી ઉઠતું અને તે સાથેજ તે દર્પણમાં કુમારની મનમોહક છબીનું પ્રતિબિંબ પડતું.

પરંતુ આજે કાકાકૈઆના સ્વરથી વિચલિત થઈ સુંદરીએ દર્પણમાં કશું પ્રતિબિંબ ના જોયું, ત્યારે કાકાકૈઆપર તને બહુજ રીસ ચઢી. બાલ્યાસખી પાસે બેસી બોધ આપવા લાગી, પરંતુ સુંદરીના કાનમાં તેના શબ્દો ઉતર્યાજ નહિ.

અનેક ક્ષણ એ પ્રમાણે જતી રહી છેવટે લાંબો નિઃસાસો નાખી સુંદરીએ પોતાની સહચરીને કહ્યું–" બ્હેન ! કહી શકીશ કે ક્યાં પાપે નારી જન્મ ભોગવવો પડે છે ? કયાં પાપે આ જ્વાળા સહન કરવી પડે છે ? "

સહચરીએ ધીરે ધીરે જવાબ આપ્યો–"બ્હેન ! તમે થોડી વાતથી આમ અકળાઓછો ! કોનો પતિ વિદેશ નહિ જતો હોય ? વળી મહારાજ કેટલા દિવસને માટે વિદેશ ગયા છે તે જતાંવેંત નવાબને મળી પાછા આવશે. "

સુંદરી–" તું જાણતી નથી બ્હેન ! તે કેવી અવસ્થામાં, ક્યાં કામ માટે મુર્શિદાબાદ ગયા છે. જો નવાબ તેની વાત નહિ માને તો ભારે વિપદ આવી પડશે. "

સહચરી–"હું બધું જાણુંછું, મ્હેં બધું સાંભળ્યું છે. પરંતુ બ્હેન તુંજ કહે છે કે સારાં કાર્યમાં ભગવાન સહાય કરે છે. મહારાજે જે પવિત્ર વ્રત લીધું છે તેમાં જરૂર સફળતા મળશેજ. તેમાં જરાપણ શંકા રાખવા જેવું નથી હું નિશ્ચયપૂર્વક કહી શકુંછું કે મહારાજ કાર્ય પારપાડી જલદી પાછા વળશે."

સુંદરી–" તેમ થાઓ, બ્હેન ! તારા મ્હોંમાં ખાંડ ! તેઓ કાર્ય

પૂરૂં કરી પાછા ફરે એજ ઇશ્વર પાસે મારી માગણી છે, એ આવશે એટલે હું જયમાકાલીની સોડષોપચારે પૂજા કરવાની તૈયારી કરીશ. મા અભયા શું મને અભયદાન નહિ આપે ?"

સહચરીના કંઠમાં જાણે પડઘો પડયો—"મા અભયા નક્કી અભયદાન કરશેજ."

એ વખતે એકાએક મંગળવાદ્ય વાગવા લાગ્યાં, કુમાર ગયા પહેલાં દરવાજાપરની નહોબતો ગગડવા લાગી હતી, તે નોબતો પાછી તેજ સુરમાં વાગવા લાગી. પરિચારીકાઓના કંઠમાં ઓરડે ઓરડે પ્રતિધ્વનિ સંભળાવા લાગ્યો કે "મહારાજ પાછા ફર્યાં છે."

---

## ચતુર્દ્દશ પરિચ્છેદ.

### ભૂલવાનું નથી!

"It is their maxim, Love is love's reward."

—Dryden.

---

આ શું સ્વપ્ન? આ શુ પ્રહેલિકા? હજુ તો મહારાજને સુશિંદાબાદ ગયાં પહોર પણ થયો નથી ત્યાં પાછા ફરવાની વાત! શું આ સંભવિત છે! ત્યારે શું સુશિંદાબાદ જવાનું બંધ રહ્યું.

સુંદરી પોતાની સખીને સંબોધીને બોલી—" બ્હેન ? એક વખત જોઉં ખબર ખરી છે કે નહિ ?"

આ વાત કરતાં કરતાં તો કુમાર ઓરડામાં આવી પહોંચ્યાં. સખી ઉઠી ન ઉઠી ત્યાં તો કાકાકૌઆ " સુંદરિ સુંદરિ " કહી બોલાવવા લાગ્યો.

આ વખતે કાકાકૌઆનો સ્વર મીઠો લાગ્યો. આ વખતે દર્પણુમાં કુમારનું પ્રતિબિંબ પડયું.

સુંદરી અને સખી એકમને વાતચીત કરતાં હતાં. આથી બારણામાં કુમારને થોડીવાર અટકવું પડયું, પરંતુ કાકાકૌઆના સ્વર સાથે દર્પણુ તરફ નજર પડતાં સુંદરી ને તેની સખી બંને શરમાઇ ઉભી થઇ ગઇ, સહચરી બીજા બારણા વાટે જતી રહી.

કુમાર પાછા આવ્યા તેથી નવાઇ પામી સુંદરી કુમારને કંઇક પૂછવા જતી હતી, મેઘથી મુકત થયેલ ચંદ્રની માફક સુંદરીનું સુંદર મુખડું ત્યારે જણાવા લાગ્યું !

પરંતુ સુંદરી કંઇ પૂછે તે પહેલાં કુમારે કહ્યું. "સુંદરિ ? મુર્શિદાબાદ જવાની જરૂર રહી નથી. ત્યાંથી ઠાકુર મહાશયનો કાગળ આવ્યો છે, જે બ્રાહ્મણ કન્યાનો ઉદ્ધાર કરવા હું મુર્શિદાબાદ જવાનો હતો તે મુર્શિદાબાદમાં નથી."

સુંદરી— "ત્યારે તેઓ કયાં છે ? મુસલમાનો તેમને કયાં લઇ ગયા ?"

કુમાર—"મુસલમાનો તેમને પ્રથમથી પકડી ગયા નથી. લઇ ગયાની વાત ખોટી છે. તોપણુ તેઓ કયાં છે. તેની તપાસ ઠાકુર મહાશય કરે છે, તપાસ પુરી થયે લખી જણાવશે."

સુંદરી—"ઠીક થયું જ્યારે તેમણે જવાબદારી સ્વીકારી છે ત્યારે જરૂર કામ પુરૂં થશેજ."

કુમાર—"મને પણ એમજ લાગે છે."

એમ કહી કુમાર પલંગપર બેઠા. સુંદરીના હાથ પકડી, પાસે બેસાડી, મૃદુહાસ્ય સાથે પૂછવા લાગ્યા.—"વારૂ સુંદરી? કહે જોઉં, અત્યાર સુધી આપણે કયાં હતાં?"

સુંદરી જવાબ આપી શકી નહિ, કુમારે કહ્યું, "દરરોજ હું જ્યાં વસું છું, જે જાળની અંદર હરૂંફરૂં છું, તેજ જાળમાં હું હરતો ફરતો હતો. પરંતુ હું પૂછું છું કે કહે જોઉં, તારી ને મારી વચ્ચે કેટલું બધું અંતર પડી ગયું હતું? એમ નહોતું લાગતું કે હવે મેળાપ થશે જ નહિ, કોણ જાણે કેટલો વિરહ વેઠવો પડશે!"

સુંદરીએ મનમાં કહ્યું, "એમજ? આટલા બધા પાસે હતા છતાં નાથ? કેટલા દૂર જણાતા હતા? વિરહની બ્હીક કેટલી ભીષણ છે!"

સુંદરીને નિરુત્તર જોઇ કુમાર ફરીથી કહ્યું "જોકે તું દૂર છે એમ મનમાં થતું હતું પણ મારૂં હૃદય તો તારાથી ભરપૂર હતું. મ્હેં જ્યારે દેવીના મંદિરમાં જઇ પ્રણામ કર્યાં ત્યારે ત્હેં મારૂં હૃદય-મન કેવું હરી લીધું છે, તેની ખબર પડી. મુસાફરી કરતાં દરેક ડગલે મ્હેં તનેજ જોઇ છે. પાછો કયારે ફરીશ, કયારે તારૂં મુખ પ્રાણ ભરીને જોઇશ, ઈત્યાદી વિચારોથી મગજ ભરાઇ ગયું હતું."

વાત કહેતાં કુમારે સુંદરીને પૂછ્યું—કહે જોઉં, સુંદરી! અત્યાર સુધી તું મારા વિષે શું વિચારતી હતી?"

સુંદરી શો જવાબ આપે? તેજ ધ્યાન, તેજ જ્ઞાન, તેજ ભાવના, પરંતુ સુંદરી વાક્યદ્વારા જણાવી શકી નહિ.

સુંદરીએ કહ્યું—"આપની પાસેથી છૂટી પડયા બાદ મ્હેં કેવી રીતે વખત ગાળ્યો તે હું કહી શકતી નથી. હું કેવળ ચારે તરફ અંધકાર જોતી હતી"

કુમારના પ્રાણમાં કોણ જાણે કયાંથી સંશય પિશાચે દેખાવ દીધો તેણે કહ્યું "સુંદરી આટલી થોડી વારમાં તું મને ભૂલી ગઈ."

સુંદરી છલ છલ નેત્રે કુમાર સામું જોઇ રહી તેની એ એકાગ્ર દૃષ્ટિમાંજ જાણે બધી વાતો ખુલ્લી થઇ ગઈ, તેનાં ઇન્દીવર તુલ્ય નયન યુગલ જાણે કહેવા લાગ્યાં કે-"કદી પણ ભૂલી શકું! આ દેવમૂર્તિ કદીપણ ભૂલાય? હિંદુ રમણી પોતાનાં પતિ દેવને કદીપણ ભૂલી શકે? સુનાં. બેસતાં, જાગતાં, ઉંઘતાં, ખાતાં, પીતાં, જાણતાં કે અજાણતાં હિંદુ રમણીના પ્રાણમાં તેના પતિ દેવનું ચિત્ર વિરાજમાન થઈ રહેછે!"

કદીપણ વિસરી જવાય કે? સુંદરીના મનમાં જે પ્રશ્ન તેજ પ્રશ્ન કુમારના મનમાં પણ ઉભો થયો–એ કંઇ ભૂલવાનું ન હોય!

---

## પંચદશ પરિચ્છેદ.

### પત્રમાં શું હતું ?

Thou Know'st if best bestowed or not;
And let Thy will be Done.

—Pope

---

મનુષ્ય એક રસ્તે ચાલવાનું નક્કી કરે, ઘટનાસ્ત્રોત તેને બીજે

રસ્તે લઇ જાય, આ ઘટનાસ્ત્રોત ને વશ થઇ મહારાજ રામકૃષ્ણ ની મુર્શિદાબાદની મુસાફરી બંધ રહી.

મુસસાફરી શરુ કરવાની તૈયારીઓ થઇ રહી હતી, છતાં નૌકા પર અઢયાબાદ કુમારને પાછું ફરવું પડયું કેમ? ઠાકુર મહાશયના પત્રમાં શું લખ્યું હતું?

પત્રમાં કાલાદીઘિની દુર્ઘટના બાબત લખ્યું હતું, પત્રમાં લખ્યું હતું કે "આલિજાનને મહમ્મદી બેગ નામના બે સૈનિકો કાલાદીઘિના ઘાટપર બે યુવતીઓનાં શરીરનો સ્પર્શ કરવા તૈયાર થયા હતા. પરંતુ તેનો સ્પર્શ કરે, તે પહેલાં યુવતીઓ તળાવનાં પાણીમાં કુદી પડી. તેથી બંને સૈનિકોના ઘોડા ત્યાંથી નાસી ગયા. સ્વાર વગરના ઘોડાઓ છાવણીમાં પાછા આવ્યા એટલે સેનાપતિએ તે બાબત તપાસ-શોધ કરતાં આલિજાન અને મહમ્મદી બેગ ની દુષ્કિઓની વાત ખુલ્લી થઇ ગઇ. તેઓ પોતનાં કર્તવ્ય વિમુખ થયા તેથી નવાબે તેઓને સજા કરી. બંને યુવતીઓનો પત્તો લાગ્યો નથી, મુર્શિદાબાદમાં બંને યુવતીઓને બંદી કરેલ છે, તે વાતની સાબીતિ મળી નથી. માટે કુમારને અહીં આવવાની જરૂર નથી. બીજા સ્થળોએ એ યુવતીઓની ખોળ કરીએ છીએ. જો પત્તો લાગશે તો ખબર મોકલીશું,"

પત્રનો સાર જણાવી રૂદ્રનારાયણ ઠાકુરે કહ્યું, "આવી સ્થિતિ-માં હવે મુર્શિદાબાદ જવાની જરૂર નથી. મહારાણી પોતે ત્યાં છે; મારા પિતાજી પણ ત્યાં છે, તેઓ ત્યાં છે તેથી તેમની નજર આગળ એવું નિંદનીય કામ નહિજ થાય."

કુમારે કહ્યું—"જે સમાચાર મળ્યા તે પરથી જણાય છે કે મુર્શિદાબાદ જવું નકામું છે. જ્યારે બંને સ્ત્રીઓનોજ પત્તો નથી તો પછી ત્યાં જવાથી શો ફાયદો?"

કુમારે મનમાં વિચાર કર્યો કે "જ્યારે સ્ત્રીઓ મુર્શિદાબાદમાં નથી, તો પછી કયાં હશે. તળાવમાં જાળ નાખ્યા છતાં તેનો પત્તો ન લાગ્યો ત્યારે તો નક્કી તે જીવતીજ છે યુવક સાથેની વાતચીત પરથી પણ તેમજ જણાય છે. જો જીવતી હોય તો તેઓ કયાં હશે?"

રૂદ્રનારાયણ ઠાકુરે કહ્યું જ્યારે તેઓનો પત્તો નથી ત્યારે તેને જીવતી કે મૂએલી કહેવાની સાબીતિ શી? તોપણ મુર્શિદાબાદ જવાની કશી જરૂર નથી એતો નક્કી.

કુમારનો પણ એજ મત થયો.

---

## ષોડસ પરિચ્છેદ.

### તે સંન્યાસી કોણ?

And at the sound it shrunk in haste away,
And vanished from my sight—"
Shakspeare.

---

કુમાર સંધ્યાવંદન કરવા માટે દેવાલયમાં ગયા. મહેલના આગલા ભાગમાંજ દશભુજાનું મંદિર હતું. કુમાર મંદિરમાં પ્રવેશ કરી દશભુજા સન્મુખ સંધ્યાવંદન કરે છે. કુમારનાં સાયાહ્નિક સબબ બીજાં બધાં

મહામાયાનું મંદિર છોડી ગયા છે મંદિરના મુખ્ય દ્વાર પર એક પુરોહિત માત્ર બેઠો છે. મંદિરનાં દ્વાર વાસી કુમાર એક ચિત્તે સંધ્યાવંદનને મહામાયાનો જાપ જપે છે.

એકાએક એક સંન્યાસી દશભુજાનાં મંદિરનાં બારણા પર આવી ઉભો. તે સંન્યાસી હોવાથી મંદિરનાં મુખ્ય દ્વાર પર કોઇએ રોકયો નહિ. દશભુજાના મંદિરમાં સાધુ સંન્યાસીઓને જવા આવવાનો અટકાવ નહોતો.

મંદિર સામે આવી પુરોહિતને સંબોધી સંન્યાસીએ કહ્યું, “ હું કુમારને મળવા આવ્યો છું, ”

પુરોહિત નવાઇ પામી બોલ્યો, “ આ રાતને વખતે આપ મહારાજને મળવા આવ્યા છો ! આ વખતે તો આપને મેળાપ નહિ થાય ! સવારમાં આવજો.

સંન્યાસી—“ કેમ ? અત્યારે મેળાપ કરવામાં કંઇ હરકત છે ? સંન્યાસી સાથે મેળાપ કરવામાં વળી સમય અસમયની શી જરૂર ? ”

પુરોહિત—“ અત્યારે કોઇ રીતે મેળાપ નહિ થઇ શકે. ” મહારાજ પુજા આહ્નિક કરે છે. ત્યારબાદ જમશે. માટે રાત્રિને વખતે તેમનો મેળાપ કરવાની વાત નકામી છે. ”

સંન્યાસી—“એક સંન્યાસી મળવા માગે છે, એટલું આપ મહારાજને જણાવી શકશો ! ”

પુરોહિત—“ મહારાજની મના છે. તે પૂજામાં બેઠા હોય, તે વખતે મંદિરમાં કોઇને પણ પ્રવેશ કરવાની આજ્ઞા નથી. તેઓ એક ચિત્તે મહામાયાનું ધ્યાન કરે છે. આપ સંન્યાસી થઇ શા માટે એવું ધ્યાન તોડાવો છો ? ”

સંન્યાસીને જરા ક્રોધ ચઢ્યો. સંન્યાસીએ રૂક્ષ સ્વરે કહ્યું, "મહારાજ ધ્યાનમગ્ન છે! મેળાપનો વખત નહિ મળે! ખબર આપવાની પણ મના છે!"

સંન્યાસીને અટકાવી પુરોહિતે કહ્યું, "ચૂપ રહો. અહીં બાંટા પાડશો નહિ. મહારાજના જપમાં અડચણ થશે."

સંન્યાસી બહુજ ગુસ્સે થયો. મોટેથી બાંટા પાડી બોલવા લાગ્યો. "મહારાજ! મહારાજ! આપ શું જપ કરો છો? આપ શાનું ધ્યાન ધરો છો?"

પુરોહિત સંન્યાસીને શાંત કરવાના પ્રયત્નો કરવા લાગ્યો. વધુ ગરબડ મચાવતાં દ્વારપાળો અહીંથી હાંકી કાઢશે, એવો ભય બતાવ્યો. પરંતુ સંન્યાસી તો તેથી અણુમાત્ર બ્હીનો નહિ. સંન્યાસી વધુ બાંટા પાડી બોલવા લાગ્યો, "મહારાજ! કોનાં મુખનું ધ્યાન કરો છો? કોના અલંકારનું આપ ધ્યાન કરો છો? શહેરમાંથી નવીન દાગીના વેચાતા લાવી કેવી રીતે સજાવવાથી મહારાણીનું સૌન્દર્ય વધશે, એ ચિંતામાં પડી જગદંબાને બદલે એવુંજ ધ્યાન ધરો છો! આ શું આપનું ધ્યાન? આ શું આપનો જપ? આ શું આપની પૂજા? આવાં ધ્યાન, જપ ને પૂજામાં બેસી આપ શું સંન્યાસીને મળવા પણ માગતા નથી?"

સંન્યાસી એટલા મોટા બાંટાથી મહારાજને ધિક્કાર આપવા લાગ્યો કે તેથી દશભુજાનું મંદિરપણ કંપવા લાગ્યું, પુરોહિત કાંપવા લાગ્યો, મંદિરમાં કુમાર પણ કાંપવા લાગ્યા.

સંન્યાસીનો વાક્પ્રવાહ સતત ચાલવા લાગ્યો:—મહારાજ! તમે શ્રેષ્ઠ પુરૂષ છો! તમેજ પવિત્ર પ્રાતઃસ્મરણીય મહારાણી ભવાનીનું સિંહાસન મેળવ્યું છે? હાય! તમે હજુપણ ન શીખ્યા હજુ

પણ ન જાણી શક્યા કે શ્રેષ્ઠવ્યક્તિનાં કાર્યો કેવાં હોય છે ! જે પુરૂષ મનનાં બળવડે ઇંદ્રિયસમુહનેવશ કરી આસક્તિ તજી નિષકામભાવે કર્મેન્દ્રિય સમુહદ્વારા કર્મરૂપ યોગાનુષ્ઠાન કરે તેજ શ્રેષ્ઠ છે. પરંતુ તે શ્રેષ્ઠ પદ મેળવવાનાં ઉપયુક્ત સાધનો મળ્યાં છતાં તમે આ શું કરો છો ? તમે શું મનુષ્ય છો ? સંન્યાસી સાથે મેળાપ કરવા જેટલો તમને સમય નથી ? ”

સંન્યાસીનો તે વજ્રગંભીર કંઠરવથી દિગદિગન્તમાં પડધા પડયા. સંન્યાસીનાં એ અગ્નિમય વાક્યો કુમારના હૃદયમાં પેસી ગયાં. પુરોહિત પૂતળાંની માફક ઉભો રહ્યો. કુમાર આસન તજી કાંપતાં શરીરે મંદિર બહાર આવ્યા.

પરંતુ ક્યાં ? સંન્યાસી ક્યાં ? આ તીવ્ર તિરસ્કાર કોણે કર્યો ? કુમાર કોઇને જોઇ શક્યા નહિ; પુરોહિત પણ કશું જોઇ શક્યો નહિ! અંધકારમાંથી આવી અંધકારમાંજ આવેલી વ્યક્તિ ગુમ થઇ ગઇ.

પુરોહિતને સંબોધી કુમારે પૂછયું–“ ઠાકુર, કોણ બોલતું હતું ? તે ક્યાં ગયું ? ”

પુરોહિતે વિમૂઢની માફક ઉત્તર આપ્યો,–“ એ–એ–ક્યાં–તે ક્યાં ગયા ? હમણાંજ તે મારી આગળ વાતો કરતા હતા ! તે ક્યાં ગયા ! ”

કુમારે પૂછયું, “ ઠાકુર, આપે શું તેમને જોયા છે ? તેણે કેવાં વસ્ત્રો પહેર્યાં હતાં, તેનો આકાર કેવો હતો ? ”

પુરોહિત—“ મહારાજ ! તેનું રૂપ અલૌકિક હતું. જેનો આકાર

તેવું જ રૂપ હતું. જો તે સંન્યાસીના વેશમાં ન આવ્યા હોત તો રાજપુત્રજ લેખાત, કપાળ વિશાળ હતું, છાતી પહોળી હતી. હાથ ઢીંચણ સુધી લાંબા હતા, મુખમંડળ જ્યોતિપૂર્ણ હતું. આખા શરીરપર વિભૂતિ ચોળેલી હોવાથી ભસ્માચ્છાદિત અગ્નિની માફક તેનું શરીર જણાતું હતું. પીળા વર્ણની જટા ગોળાકાર વીંટાળેલી હોવાથી મુગટની માફક શોભતી હતી, ગેરૂઆં વસ્ત્રો પહેર્યાં હતાં, એક હાથમાં કમંડળ અને એક હાથમાં ત્રિશૂળ હતું, યુવાવસ્થાના પૂર બહારમાં હતા.

પુરોહિત જેમ જેમ સંન્યાસીનાં રૂપનું વર્ણન કરવા લાગ્યો, તેમ તેમ કુમારનો અંતરાત્મા કંપવા લાગ્યો તેના મનમાં પ્રશ્ન ઉઠવા લાગ્યો કે એ સંન્યાસી કોણ ?

કુમાર હવે વધુવાર મંદિરમાં રહી શક્યા નહિ. પૂજા આહ્નિક અધૂરૂં રહ્યું. કુમારનું હૃદય કંપવા લાગ્યું. કુમાર એકાંતમાં પુષ્પોદ્યાન તરફ ચાલ્યા ગયા.

કુમાર એકાંતમાં બેસી વિચારવા લાગ્યા, " એ સંન્યાસી કોણ ? તેને મ્હેં ક્યાંય જોયાં લાગે છે. એ અવાજ પણ સાંભળ્યો લાગે છે." જૂની સ્મૃતિ જાગૃત થવા લાગી. કેટલાંયે અદૃષ્ટ ચિત્ર માનસ પટપર આળેખાવા લાગ્યાં. ભૂતકાળના સૂચીભેદ્ય અંધકારમાં કુમાર આલોકરશ્મિ જોવા લાગ્યા. જ્યાંસુધી નજર પહોંચી, જ્યાં સુધી યાદદાસ્ત તાજી થઈ ત્યાં સુધીમાં કોઇપણ વખતે આ સંન્યાસીની સ્મૃતિ તાજી થવા લાગી.

બાળપણની વાત યાદ આવી ! આટગ્રામની સડકપર સંન્યાસી સાથેના મેળાપની વાત યાદ આવી. સંન્યાસીનો ઉપદેશ–પક્ષીનું બં-

ધન તોડવાનો—યાદ આવ્યો, તેની સાથે એ કાળની કેટલીક વાતો યાદ આવી એ બધી સ્મૃતિ ચંચળ છાયાની માફક હૃદય-દર્પણ પર આલેખાઈ પોતાની મેળેજ વિલીન થઇ ગઇ.

વિચારતાં વિચારતાં અદૃષ્ટ અતીત કાળની વાતો યાદ કરતાં કરતાં સંજ્ઞાહીત થઇ પડયા.





# રાજા રામકૃષ્ણ

## ખણ્ડ ચતુર્થ.

एवं बुद्धेः परं बुद्ध्वा संस्तभ्यात्मानमात्मना ।
जहि शत्रुं महाबाहो कामरूपं दुरासदम् ॥

श्रीमद्भगवद्गीता.

હે મહાબાહો! એ પ્રમાણે આત્માને જાણી, બુદ્ધિદ્વારા મનને સ્થિર કરી, કામરૂપ દુરાસય દુર્જય શત્રુનો વિનાશ કર.

"હિન્દુસ્થાનના ઇતિહાસમાંના એક કટોકટીના સમયમાં આપણો જન્મ થયો હોવાથી દેશ સેવા કરવાના પ્રસંગ જોઇએ તેટલા છે. અને તેટલા માટે આપણે ઇશ્વરનો ઉપકારજ માનવો જોઇએ. આપણે ભાગે આવેલું કાર્ય લોકોત્તર, કવિને પણ સ્ફુર્તિ આપનારૂં અને ક્રાન્તિકારક છે. કહેવત છે કે જે ખૂબ ઉંઘે છે, તે સંપૂર્ણ તાજા થઇને ઉઠે છે. હિન્દુસ્થાનને મહા ગાઢ નિંદ્રા આવી હતી, તેથી તેની જાગૃતિ પણ તેવીજ લોકોત્તર થવાની છે. હિન્દુ લોકોમાં આપણે જે ઉત્પન્ન કરવું છે તે આજ છે."

"દોષ શોધવાની દષ્ટિદૂર કરીને ગુણગ્રાહકતા વધારવી, બન્ધુભાવ, કાર્ય કરવાની વૃત્તિ, સંપ સંપીને કરવાની ટેવ અને મહેનત ભરેલાં કાર્યો કરવાને માટે હિંદીઓને જાગૃત કરવા એ હાલ ઘણું આવશ્યક છે."

"સ્વામી રામતીર્થ."

## પ્રથમ પરિચ્છેદ.

## અભાવની મીમાંસા.

"The lunatic, the over, and the poet,
Are of imagination all compact."
Shakspear.

શિરોમણિ મહાશય ગહુજ વિચારમાં પડયા છે. માથું ફરી ગયું છે. ન્યાયવાર્તિક, ન્યાયબિંદુ, ન્યાયકંદલી વગેરે ટીકા જોયા છતાં મીમાંસા કરી શકતા નથી.

સવારમાં સ્નાનાન્હિક પૂરું કરી પોથી લઈ બેઠા છે; બપોર થયો છતાં હજુ સૂધી ભાન નથી. પદાર્થ-તત્ત્વનો વિષય જોતાં જોતાં તેઓ સંસાર-તત્ત્વ ભૂલી ગયા છે.

એ કવખત કન્યાએ આવી કહ્યું, " પિતાજી! વખત થયો છે! શિષ્યોને ઘેર ક્યારે જશો ? " પણ આ વાત તેના કાનમાં પેઠીજ નહિ.

બીજીવાર ચાકરડીએ આવી કહ્યું, " માજીએ આપને એકવાર દરબારમાં જવાનું કહ્યું છે. " શિરોમણિ મહારાજ "વારૂ" કહી પાછું ચોપડીઓમાં માથું ઘાલી બેઠા.

આ પ્રમાણે ઘણો કાળ વીતેલો જોઈ ઘરવાળાંથી રહેવાયું નહિ. તેઓ સંદેહે ચંડી મંડપમાં આવી પહોંચ્યાં.

શિરોમણિ મહારાજ તે વખતે ન્યાયશાસ્ત્રનાં પહેલાં સૂત્રની આ-વૃત્તિ કરી તેનો અર્થ બેસાડવાના કામમાં ગુંથાયા હતા. તેઓ વાંચતા

હતા–"પ્રમાણ–પ્રમેય–સંશય–પ્રયોજન–દૃષ્ટાંત–સિદ્ધાન્તાવયવ–તર્ક નિર્ણય–વાદ–જલ્પ–વિતંડા–હેત્વાભાસચ્છલ–જાતિ–નિગ્રહ સ્થાનાનાં તત્ત્વજ્ઞાનવર્જિઃ શ્રેયસાધિગમઃ ॥ વળી પોતાની મેળે જ બોલતા હતાં–નિઃશ્રેયસ–રૂપ પરમ મંગળ મેળવવું હોય તો પ્રમાણ, પ્રમેય, સંશય, પ્રયોજન, દૃષ્ટાંત, સિદ્ધાંત, અવયવ, તર્ક, નિર્ણય, વાદ, જલ્પ, વિતંડા, હેત્વાભાસ, છલ, જાતિ, નિગ્રહસ્થાન–આ સોળ પદાર્થનું તત્વજ્ઞાન જરૂરનું છે,"

આવે વખતે ઘરવાળાંએ આવી હાથ પગ હલાવી કહ્યું, "આજ શું કોઇને ખાવા પીવાનું નથી? કેવળ તત્ત્વજ્ઞાન મેળવવાથી પેટ ભરશો?"

બધી વાત શિરોમણિ મહારાજના કાનમાં પેઠી નહિ. કેવળ તત્વજ્ઞાન માત્ર સાંભળી કહ્યું," સોળ પદાર્થનાં લક્ષણોનો વિચાર કરવાથી ને પરીક્ષા–પ્રણાલીની આલોચના કરવાથી તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરી શકાય છે. પ્રથમ પદાર્થ–પ્રમાણ; પ્રમાણ શબ્દનો અથ–યથાર્થ જ્ઞાન મેળવવાનો ઉપાય."

એમ કહી શિરોમણિ મહારાજ પોથીનાં પાનાં ઉલટાવવા લાગ્યા, પત્નિ આવી શું કહે છે, તે તરફ જરા પણ ધ્યાન ન આપ્યું.

પત્નિ ગુસ્સે થયા ઘાંટો પાડી બોલ્યાં–"આજ શું ખાઇ જ્ઞાન મેળવાશે, તેનો કંઇ ઉપાય કરો છો કે નહિ?"

શિરોમણિ મહારાજ પોથીમાં ચિત્ત ઘાલી બેઠા હતા. આથી ડાબો હાથ ઉંચો કરી પત્નિને અટકાવવાનો પ્રયત્ન કરતા બોલ્યા, "જરા થોભ!" એમ કહી ફરી બબડવા લાગ્યા, "જ્ઞાન બે પ્રકારનું છે–યથાર્થ અને અયથાર્થ, રજ્જુને રજ્જુ તરીકે જાણવું એ યથાર્થ જ્ઞાન; અને રજ્જુને સર્પ તરીકે જાણવું તેનું નામ અયથાર્થ જ્ઞાન."

પત્નિથી હવે સહન ન થયું. પહેલાંની માફક કડક અવાજે કહ્યું, "હમણાં જ તમને યથાર્થ જ્ઞાન થાય એવું કંઇ કરૂં છું!" સામો શિકાર મળતાં વાઘ જેમ કુદકો મારી બળપૂર્વક તેના પર આક્રમણ કરે તેવી રીતે પત્નિ પણ પોથી પર કુદી પડયાં. શિરોમણિની ચારે તરફ સ્તુપાકારે પોથીનાં પાનાં ગોઠવેલાં હતાં, તેનાપર પત્નિનો બધો ક્રોધ ઉતર્યો. ક્રોધથી કાંપતા અવાજે ઘરવાળાંએ કહ્યું, " આ થોથાંને આજ બાળી મૂકીશ, ત્યારપછી બીજું કામ કરીશ. આ થોથાંજ બધાં દુઃખનું મૂળ છે." ઘરવાળાંના મનમાં આવ્યું કે "મારા પતિ દેશમાન્ય પંડિત છે, તેથી જો આ થોથાં સળગાવી મૂકું તો તેઓ દેશ–વિદેશે હરેફરે અને મોટા મોટાની ઓળખાણમાં આવે, તેથી કંઈ પ્રાપ્ત થાય. આ થોથાંજ તેના કાળસ્વરૂપ છે, તેની માયાથી જ તેઓ બંધાયા છે અને આટલું બધું દુઃખ વેઠે છે."

થોથાંના ઢગ પર પત્નિએ હાથ નાખ્યો તે જોઇ શિરોમણિ મહારાજને ભાન આવ્યું.

"અરે, શું કરે છે, શું કરે છે, છોડ–છોડ!" એમ કહી તેમણે પત્નિના હાથ પકડી રાખ્યા.

ઘરવાળાં જોરથી કહેવા લાગ્યાં, "ના–આજે હું કશું સાંભળીશ નહિ. આ થોથાં જ અનર્થનું મૂળ છે.

શિરોમણિ મહારાજ વિનયપૂર્વક બોલ્યા–" શું છે તે તો કહે!"

પત્નિ—"શું થયું છે! નાની પુત્રીને પણ હજુ ખાવાનું મળ્યું નથી; ચુલાપર હાંડલું પણ ચડયું નથી; તે તરફ તો નજર નથી ને તત્ત્વજ્ઞાન તત્ત્વજ્ઞાન શું કરો છો."

શિરોમણિ—"એટલાં માટે જ આ બધું કરે છે ને–અત્યાર સુધી

કેમ કહેતી નથી. હું જાઉં છું, હમણાં જ બધી સમવડ કરી આવું છું તું પોથીને હાથ અડકાડતી નહિ.”

અનેકવાર પ્રાર્થના કરી શિરોમણિ મહારાજે પત્નિને વાળી વાળી. પોથીપત્ર ત્યાંજ પડયાં રહ્યાં. શિરોમણિ મહારાજ દરબારમાં જવા ઉઠયા. દરબારગઢ ત્યાંથી એકાદ ગાઉ દૂર હતો!

શિરોમણિ મહારાજ દરબારમાં જવા તૈયાર થતા હતા, ખાંધ પર ઉત્તરીય નાખતા હતા, તે વખતે એક મજુર સાથે રામચરણ નૈવેદ્યનો પ્રસાદ લાવી ત્યાં ઉભો. રામચરણ નાટોર રાજ્યનો નોકર હતો. પ્રસાદ આગળ ધરી તેણે કહ્યું,” રાણીમાએ આજે જયકાલીનાં મંદિરમાં પૂજા દેવડાવી હતી. તેથી આ પ્રસાદ આપને મોકલ્યો છે.”

દરબારગઢનો પ્રસાદ—એ પણ રાજરીત પ્રમાણે જ હોય. એક મોટા થાળમાં દશેક શેર ભાતનો ઢગલો અન્નકૂટની માફક શોભતો હતો. તે સિવાય નાળિએર, કેળાં, નારંગી. ખજુર, પપૈયાં વગેરેનાં ફળ, બદામ, પસ્તાં, અખરોટને દ્રાક્ષ વગેરે નાના પ્રકારનો મેવો, કઠોળ વગેરે ભાતના ઢગને ઘેરી રહ્યાં હતાં. પ્રસાદ એકલો જ નહોતો. પ્રસાદની સાથે બીજા થાળ છે, દહીં. દૂધ, ખીર અને મિઠાઇ ગોઠવેલી હતી. તે સિવાય મહારાણીએ શિરોમણિની ગૃહિણી માટે એક સાડી અને એક સોનામહોર મોકલી હતી.

આ બધું રામચરણે શિરોમણિ મહારાજ આગળ મૂક્યું. ઘરવાળાં તો ખુશી ખુશી થઇ ગયાં. તે મનમાં વિચારવા લાગ્યાં—મારા પતિ ખરેખર દેશના પ્રધાન પંડિત છે. તેના પાંડિત્યની આ સાથકતા છે.”

ઘરવાળાં પ્રસાદને બીજો સામાન ઘરમાં લઇ ગયાં.

અન્ન મેળવવાનો પ્રશ્ન છેડવાની હવે જરૂર ન રહી. તેઓ

ફરીથી પોથી ઉથામવા લાગ્યા. પોથી ઉઘાડતાં જ નીચેના શબ્દો નજરે પડયાઃ—પ્રમાણુદ્વારા યથાર્થ અને અયથાર્થનો–ભેદ અનુભવાય છે. આથી તેઓ "પ્રમાણુ એટલે શું?" એ ખોળવા લાગ્યા. ન્યાયશાસ્ત્ર જોતાં માલૂમ પડયું કે 'પ્રમાણુ ચાર જાતનાં છે,–પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન અને શબ્દ! પ્રત્યક્ષ પ્રમાણનું લક્ષણ સૂત્રમાં લખ્યું છે કે "**इन्द्रियार्थ सन्निकार्षोत्पन्नं ज्ञानं अव्यपदेश्यं अव्यभिचारि व्यवसायात्मकं प्रत्यक्ष.**" તે બાબતમાં નાના પ્રકારના તર્કવિતર્ક ઉઠવા લાગ્યા. શિરોમણિ મહાશય સમઝવાનો પ્રયત્ન કરવા લાગ્યા. પ્રત્યક્ષ વળી બે પ્રકારનું છે, સવિકલ્પક અને નિર્વિકલ્પક ઘટ અને પટ જ્યારે ઘટ અને પટનાં નામથી ઓળખાય છે, ત્યારે તે સવિકલ્પક જ્ઞાન કહેવાય. અને જ્યારે સાધારણ વસ્તુની સંજ્ઞા પ્રાપ્ત કરે તે જ્ઞાન નિર્વિકલ્પક જ્ઞાન કહેવાય. જે પ્રમાણુ નથી, છતાં પ્રમાણુ જેવું જણાય તે પ્રમાણાભાસ માત્ર કહેવાય. પદાર્થ-તત્ત્વનું નિરૂપણ કરતી વખતે સહુ પહેલાં જ્ઞાનની જરૂર છે."

આ પ્રમાણે વિચારતાં વિચારતાં વિચારની સીમા ક્રમે ક્રમે વધવા લાગી; એ વખતે શ્રીહરિ વિદ્યારત્ને આવી પૂછયું, "ભદ્રપુરમાં જવા વિષે શો નિશ્ચય કર્યો? જવું હોય તો કાલેજ રવાના થવું જોઇએ"

શિરોમણિ મહારાજનું એ તરફ ધ્યાન ન હતું. તે તો બબડતા હતાઃ "પદાર્થ? કણાદના મત મુજબ પદાર્થ બે જાતના છે–ભાવ પદાર્થ અને અભાવ પદાર્થ."

"અભાવ" શબ્દ વિદ્યારત્નના કાનમાં પેઠો. વિદ્યારત્ને મનમાં વિચાર કર્યો" આ બધું મને ઉદ્દેશીને કહ્યું લાગે છે" આથી તેમણે કહ્યું," અભાવ નહિ તો શું? અભાવ છે માટે જ દૂર દેશમાં જવાને તૈયાર થયો છું. આપને પણ અભાવ તો છેજ!"

શિરોમણિ મહારાજ કંપી ઉઠયા. વિસ્મય પામી બોલ્યો–" શું કહો છો ? મારો અભાવ ! હું આપની સમક્ષ જીવતો જાગતો છું–ખડો છું–મારો અભાવ તે કેમ સંભવે ! આપ જૂઠું બોલોછો.

વિદ્યારત્ન–" હું તે વાત કહેતો નથી. હું કહેતો હતો કે આપણુને ભારે અભાવ એ અભાવ ટાળવાને માટે–"

શિરોમણિ મહારાજ તેને અટકાવી બોલ્યા–" અભાવ નામના કોઈ પદાર્થનું અસ્તિત્વ સંભવિત નથી. જો કે મહર્ષિ કણાદે અભાવ નામના પદાર્થનો સ્વીકાર કર્યો છે, પણ તે પદાર્થ કેવળ કલ્પના માત્ર છે. ભાવનો અભાવ એ જ અભાવ એટલે 'ભાવ' પદાર્થ એ જ પદાર્થ પદવાચ્ય છે. અભાવ એટલે પદાર્થનો અસ્તિત્વાભાવ."

વિદ્યારત્ન–" આપણા સંસારના અભાવનું–"

શિરોમણિ મહારાજ તેને અટકાવી કહેવા લાગ્યા–જરા શાંત થાઓ. હું જે બોલું તે પ્રથમ સાંભળી લો. પછી જે પૂછવું હોય તે પૂછશો. પ્રમાણુથી સાબીત થાય છે કે અભાવનું અસ્તિત્વ જ નથી માટે અભાવ રહી જ શકે કેવી રીતે ? હું તો અભાવ જોઇ શકતો નથી !"

વિદ્યારત્ન મહારાજ કંટાળ્યા. તે સમજી ગયા કે મને તર્કયુદ્ધમાં હરાવવા માટે જ શિરોમણિ મહારાજ તર્ક કરવા લાગ્યા છે. આથી તેઓ જરા કંટાળેલા સ્વરે બોલ્યા–" હું જાણવા ઇચ્છું છું કે આપ જવાના છો કે નહિ ?"

શિરોમણિ–" ક્યાં જવાનું છે ?"

વિદ્યારત્ન–" ભદ્રપુરમાં મહારાજ નંદકુમારને ઘેર !"

શિરોમણિ–" કેમ ?"

વિદ્યારત્ન–" તે દિવસે નિમંત્રણ પત્ર મળ્યું છે ને ?"

શિરોમણિ–" શાનું નિમંત્રણ ?"

વિદ્યારત્ન મહારાજ થોડા ગુસ્સે થઈ બોલ્યા, શાનું નિમંત્રણ! જાણતા નથી? મહારાજ નંદકુમાર લક્ષ બ્રાહ્મણના પદની ધૂળ ગ્રહણ કરવા ઇચ્છે છે. તેનો ઉત્સવ શરૂ થવાનો છે. તે વખતે આપને પધારવાનું નિમંત્રણ મળ્યું છે. ત્યાં જવાથી આપનો અભાવ દૂર થશે."

વિદ્યારત્ન મહારાજે અતર્કિતભાવે ફરીથી 'અભાવ' શબ્દનો ઉચ્ચાર કર્યો. જે 'અભાવ' શબ્દથી આટલા બધા તર્કવિતર્ક ઉત્પન્ન થયા હતા, તે શબ્દનું વળી ઉચ્ચારણ! શિરોમણિ મહારાજ વળી ગંભીર સ્વરે બોલ્યા—"અભાવજ નથી; તો પછી તે દૂર કેવી રીતે થાય?"

વિદ્યારત્ન–"આપને અભાવ નથી? આપ નહિ આવો?"

શિરોમણિ–"ના"

વિદ્યારત્ન કંટાળી ઘેર ચાલ્યા ગયા. જતી વખતે તેણે મનમાં વિચાર કર્યો:–"આટલું બધું અભિમાન! મહારાજ નંદકુમારના નિમંત્રણનું અપમાન?"

વિદ્યારત્ન ચાલ્યા ગયા બાદ શિરોમણિ મહારાજ પહેલાંની માફક થોથાં ફેંદવા લાગ્યા. એક સૂત્ર નજરે પડયું—"**दुःख-जन्म प्रवृत्ति-दोष-मिथ्याज्ञानानामुत्तरोत्तरापाये तदनन्तरापायादपवर्गः**" ભાષ્ય વાંચી સમજ્યા કે નિઃશ્રેયસ અર્થાત્ ત્રિવિધ દુઃખની નિવૃત્તિ એજ મુક્તિ; તે મુક્તિ મેળવવી હોય તો ત્રિવિધ દુઃખ મટાડવાં જોઇએ. મટાડવું હોય તો જન્મ ટાળવો જોઇએ; જન્મ ટાળવો હોય તો પ્રવૃત્તિનો વિનાશ કરવો જોઇએ; પ્રવૃત્તિનો વિનાશ કરવો હોય તો ત્રિવિધ દોષ અર્થાત્ રાગદ્વેષ મોહ દૂર કરવો જોઇએ; દોષ ટાળવો હોય તો મિથ્યાજ્ઞાન ટાળવું જોઇએ; મિથ્યાજ્ઞાન ટાળવું હોય તો તત્ત્વજ્ઞાન મળવવું જોઇએ. તત્ત્વજ્ઞાન મળ્યું એટલે મુક્તિ વળી સમજવી.

———

## દ્વિતીય પરિચ્છેદ

### પરિવર્તન



नानृतं ब्राह्मणो ब्रुते न हन्ति प्राणिनं द्विजं ।
न सेवांकुरुते विप्रो न द्विजः पापकृद्भवेत् ॥
—शिवपुराणम् ।

શિરોમણિ મહારાજ પાસેથી વિદાય લીધાબાદ વિદ્યારત્ન મહારાજ બીજાં કેટલાંક સ્થાનોમાં ભટક્યા. મહારાજ નંદકુમાર તરફથી ઘણા બ્રાહ્મણોને નોતર્યાં જેણે એ આમંત્રણ સાંભળ્યું તેઓ તરતજ ભદ્રપુર જવા તૈયાર થયા.

મહારાજ નંદકુમારે જૂદાં જૂદાં ઠેકાણે પ્રતિનિધિ મોકલી ઘણા બ્રાહ્મણોને નોતર્યા હતા. શ્રીહરિ વિદ્યારત્ન મહારાજ મહારાજ નંદકુમારના પ્રતિનિધિરૂપે નિમંત્રણ ફેરવતા હતા અને બધાને આગ્રહ પૂર્વક લઇ જવાનો પ્રયત્ન કરતા હતા.

લગભગ દરેક ગામના બ્રાહ્મણો આગ્રહપૂર્વક નિમંત્રણ મુજબ જવાને તૈયાર થયા. પરંતુ એક શિરોમણિ મહારાજ આનાકાની કરવા લાગ્યા. વિદ્યારત્નને લાગ્યું કે " જરૂર શિરોમણિનું માથું ફરી ગયું છે. નહિ તો આવું નિમંત્રણ કોણ ન ગ્રહણ કરે ? " વિદ્યારત્ન મહારાજ વિચારવા લાગ્યાઃ શિરોમણિ મહારાજ એક દેશ પ્રસિદ્ધ પંડિત છે. તે નહિ આવે તો જરૂર તેની ખોટ થવા લાગશે.

ખોળ થતાં મહારાજ જાણશે તો શિરોમણિના મુર્શિદાબાદ બાજૂનાં નિમંત્રણ એકી સાથે બંધ થઇ જશે. ”

આ પ્રમાણે સાત પાંચ કરતાં કરતાં વિદ્યારત્ન ચંડિપુરમાંના નવકુમાર શર્માને ઘેર આવી પહોંચ્યા, પહેલાં જે દિવસ નિમંત્રણ કરવા આવ્યા હતા, તે દિવસે ગામના બધા બ્રાહ્મણોએ નિમંત્રણ સ્વીકાર્યું હતું. પરંતુ નવકુમાર શર્મા ઘેર ન હોવાથી તેમને ઘેર નિમંત્રણ કરવામાં આવ્યું હતું, નવકુમાર શર્મા સાથે તે વખતે મેળાપ થએલો ન હોવાથી આજે તે તેની સાથે મેળાપ થયો. નવકુમાર શર્માની અવસ્થા સારી ન હતી; તેથી વિદ્યારત્ન મહારાજ ધારતા હતા કે આ આમંત્રણ સ્વીકારી નવકુમાર ઘણાજ ખુશી થશે. પરંતુ નવકુમાર શર્માએ આ શું કર્યું ?

નવકુમારે કહ્યું—“હું એ નિમંત્રણ સ્વીકારી શકતો નથી. ”

વિદ્યારત્ન મહારાજ નવાઇ પામી બોલ્યા—“ કેમ ? શા માટે નથી સ્વીકારતા ? ”

નવકુમાર—“એ વાત સાંભળવાની શી જરૂર છે, મારી ઇચ્છા નથી. હું આમંત્રણ સ્વીકારી શકીશ નહિ. આટલુંજ ધ્યાનમાં રાખશો એટલે બસ. ”

વિદ્યારત્ન મહાર હજાર કરતાં વધુ બ્રાહ્મણને આમંત્રણ કરી આવ્યા હતા; પરંતુ આવી વાત આજ સૂધી કોઇએ તેને કહી નહોતી. કેવળ નવકુમાર શર્માએજ આવી સ્પષ્ટ વાત જણાવી દીધી. આથી વિદ્યારત્ન મહારાજ લગાર કુતૂહળતાપૂર્વક ના પાડવાનું કારણ જાણવાની ઇચ્છા જણાવવા લાગ્યા. છેવટે નવકુમાર શર્માને મૂળવાત જણાવવી પડી. તેણે કહ્યું; “ શા કારણથી હું આ આમંત્રણ સ્વી-

કારતો નથી, તે વાત જાહેર ન કરવાને મારી મરજી હતી. પરંતુ આપ વારંવાર પૂછો છો તેથી એ વાત રૂઢ હોવા છતાં આપને જણાવવી પડે છે."

વિદ્યારત્ન—"ગમે તેવી વાત હોય, આપ અનાયાસે તે વાત કહો. મારા વડે આપનું કંઇ પણ અનિષ્ટ નહિજ થાય."

નવકુમાર—"હિત કે અહિતની મને પરવા નથી. તોપણ એ વાત જરા સખત હોવાથી કહેવાની આનાકાની કરતો હતો. હું મહારાજ નંદકુમારનું આમંત્રણ સ્વીકારતો નથી તેનું કારણ એ છે કે: મહારાજ સ્વવૃત્તિહીન છે. જે બ્રાહ્મણ યજન–યાજન–અધ્યયન–અધ્યાપન વગેરે પોતાનાં કર્ત્તવ્યોથી વિમુખ થઇ નોકરી કરે તે કદી પણ બ્રાહ્મણ સમાજમાં શ્લાઘનીય નથી.'

શ્રીહરિ વિદ્યારત્ન તેને અટકાવી બોલ્યા—"મહારાજ નંદકુમાર જેવી નિષ્ઠાવાન્ વ્યક્તિ બીજી નથી."

નવકુમાર–"તેની કોણ ના પાડે છે. તોપણ તેઓ કર્ત્તવ્ય વિમુખ છે એતો નક્કી. જે બ્રાહ્મણ ચાકરીપર જીવિકા ચલાવે છે તે પતિત છે હું પતિત બ્રાહ્મણનું આમંત્રણ સ્વીકારી શકીશ નહિ."

વિદ્યારત્ન—"મહારાજ નંદકુમાર ચાકરી પર જીવે છે!" મહારાજ નંદકુમાર પતિત બ્રાહ્મણ છે? એ વચનો બહુ અચાથી છે!"

નવકુમાર—"ન્યાય હોકે અન્યાય હો, મને જે ખરૂં લાગ્યું તે મ્હેં કહી દીધું. જ્યારે તેઓ મુસલમાનના નોકર છે ત્યારે તો હું કદી પણ તેને શ્રેષ્ઠ ગણી શકતો જ નથી."

શ્રીહરિ વિદ્યારત્ન સમજી ગયા કે તર્કદ્વારા જીત મુશ્કેલ છે. માટે તેઓ નાના પ્રકારની પ્રલોભન જાળ બિછાવવા લાગ્યા. તેમણે કહ્યું, " આપ જો મહારાજ નંદકુમારને સંતોષશો તો આપને કશી વાતની મુંઝવણ નહિ રહે " પરંતુ નવકુમાર તો પોતાના વિશ્વાસમાં દૃઢ રહ્યા. તેઓ કોઇ પણ લોભમાં લપટાયા નહિ.

ગમે તે થાઓ, આવા બે ચાર બ્રાહ્મણો ન આવ્યા તોપણ મહારાજ નંદકુમારને બ્રાહ્મણોની ખોટ ન પડી. એક લાખ બ્રાહ્મણો પૂરા મળી ગયા. મહારાણી ભવાનીએ જે ભપકાથી લાખ બ્રાહ્મણોની પદધૂલિ ગ્રહણ કરી હતી, તેટલા ભપકાથી તો નહિજ, પણ સાધારણ રીતે સારા ભપકાથી મહારાજ નંદકુમારે પણ લક્ષ બ્રાહ્મણોનાં પગની રજ માથે ચડાવી.

આ ઉત્સવની બાબતમાં મહારાજ નંદકુમાર આગળ શ્રીહરિ વિદ્યારત્નનાં માન વધ્યાં. આમંત્રણ આપ્યા છતાં જે જે બ્રાહ્મણો ભદ્રપુરમાં ન આવ્યા, તેના સંબંધમાં મહારાજે સાચી જૂઠી વાતો વધારીને મહારાજ નંદકુમારને કહી. શિરોમણિ મહારાજ અને નંદકુમાર શર્મા ન આવ્યા એ બાબતમાં શ્રીહરિ વિદ્યારત્ને નંદકુમારને કહ્યું કે-"એ બે બ્રાહ્મણો ભારે ગર્વિષ્ટ થઇ ગયા છે. આટગ્રામના હલધરમિત્ર પાસેથી મ્હેં સાંભળ્યું છે કે એ કામમાં મહારાજ રામકૃષ્ણે તેમને ચડાવ્યા છે. આપનાં કાર્યમાં જેમ બને તેમ વિઘ્નો નખાય એવી ઇચ્છાથી મહારાજ રામકૃષ્ણે એ બંને બ્રાહ્મણોને મુખે આપને 'પતિત બ્રાહ્મણ' કહેવરાવ્યા છે. " એમ કહી વિદ્યારત્ન નવકુમાર શર્માની વાતચીતને અતિશયોક્તિ પૂર્ણ કરી સંભળાવવા લાગ્યા.

પરંતુ મહારાજ નંદકુમારના મનમાં ભારે ચટપટી થવા લાગી. તેના મનમાં થયું કે એક વખત આ ખુશામતખોરને કહી દઉં કે ખરેખર હું પતિત બ્રાહ્મણ છું. તમે નકામા શા માટે રાતાપીળા થાઓ છો ? પતિત નહોઉં તો બ્રાહ્મણનો આદર્શ ત્યાગ તે તજી સામાન્ય ચાકરી માટે યવનોના પગમાં શા માટે પડું ? બ્રાહ્મણનાં કર્તવ્ય બજાવ્યાં હોત, તો મારે ડગલે ડગલે લાંછના શા માટે ભોગવવી પડત ? પરંતુ આ બધું કહેવું નકામું સમજી તેણે વિદ્યારત્નને કહ્યું, " હજુ પણ ઉત્સવ સંપૂર્ણ થયો નથી, માટે આ વખતે એવી વાત ન કરવામાંજ માલ છે. કોણ જાણે કયાંયથી વચ્ચે વિઘ્ન આવી પડે તો ! "

શ્રીહરિ વિદ્યારત્ને કહ્યું, " વારૂ, કોઈવાર આપને બધી વાત વિસ્તારપૂર્વક કરીશ. તો પણ એ વાત આપ ખાસ ધ્યાનમાં રાખશો કે આ બાબતમાં નાટોરનો હાથ છે. "

મહારાજ નંદકુમારે કહ્યું:—" આ વાત પછી થશે. અત્યારે તો આપ એટલું ધ્યાનમાં રાખશો કે કોઈની પરિચર્યામાં ભૂલ ન થાય. "

શ્રીહરિ વિદ્યારત્ન ફરીથી બોલવા લાગ્યા—" બધો ગુન્હો નાટોરનોજ છે. "

મહારાજ નંદકુમારે કહ્યું " વારૂ ! " મનમાં વિચારવા લાગ્યા " વિદ્યારત્નને આ બધું શું કોઈએ શીખવી દીધું છે ? " તરતજ તેને સમજાયું કે " વિદ્યારત્ને હલધરમિત્રનું નામ લીધું હતું " આથી બધું સમજાઈ ગયું.

શ્રીહરિ વિદ્યારત્નને રજા આપ્યાબાદ નંદકુમારે મનમાં વિચાર્યું: "રાણી ભવાની વિરૂદ્ધનાં તરકટમાં મ્હેં બબ્બે વાર હાથ નાખ્યો હતો. બંનેવાર મને નિષ્ફળતા મળી છે. એ પુણ્યવતીના દીર્ઘનિશ્વાસને લીધેજ હું આ અશાન્તિ ભોગવ્યા કરૂં છું. પરંતુ હવે કશું કરવાનો નથી. હું જાણું છું કે મહારાજ રામકૃષ્ણ એક નિર્દોષને સજ્જન વ્યક્તિ છે. લક્ષ બ્રાહ્મણની પદરજ હું ગ્રહણ કરૂં અને તે તેમાં વિઘ્ન નાખે એ વાત કદી પણ વિશ્વાસ કરવા યોગ્ય નથી. મહારાજ રામકૃષ્ણના શત્રુ પક્ષનાં છળ કપટથીજ શ્રીહરિ વિદ્યારત્નના મનમાં એવો સંદેહ પેસી ગયો છે. ગમે તે હો, પણ નાટોર રાજ્યનું જરા પણ અનિષ્ટ હવે મારાથી થશે નહિ. જો કરી શકાશે તો કોઇ પણ પ્રકારનો ઉપકાર અવશ્ય કરીશ."

મહારાજ નંદકુમારનાં મનની ગતિ નવીન માર્ગપર જાવા લાગી. મહારાજે મનમાં નક્કી કર્યું:-"હું બ્રાહ્મણ છું! પૂરેપૂરી રીતે બ્રાહ્મણપણાનું રક્ષણ કરવું એ મારૂં કર્ત્તવ્ય છે. લક્ષ બ્રાહ્મણની પદરજ માથે ચડાવવાના નિશ્ચયથી મારા પ્રથમનાં પાપનું થોડોઘણો અંશે પ્રાયશ્ચિત થયું છે. હવે હું કદી પણ સત્યભ્રષ્ટ નહિ થાઉં. જેને સત્ય તરીકે જાણી શકીશ; સત્ય માની વિશ્વાસ કરીશ, જીવનનાં છેવટ પર્યન્ત તેનુંજ હું અનુસરણ કરીશ."

---

## તૃતીય પરિચ્છેદ

### સંકલ્પ

"and having power T'enforce wrong, for such a worthy cause, Dooms and devotes him his lawful prey"

—Cowper.

પ્રતિજ્ઞાની સાથેજ વિષમ પરીક્ષાના દિવસો આવી ઉભા.

નાયબ દિવાન રેજાખાંનાં અત્યાચારથી આખા દેશમાં હાહાકાર ફેલાઈ રહ્યો. તેનો પડઘો દૂર ઇંગ્લાંડમાં પડયો. ઇંગ્લાંડ કંપી ઉઠયું. ઇસ્ટ-ઇંડિયા-કંપનીના ડિરેકટરોએ રેજાખાંને સજા કરવાનો હુકમ હેસ્ટિંગ્સપર મોકલ્યો. રેજાખાં મુસલમાન સમાજના નેતા તરીકે ગણાતો હતો. આથી રેજાખાંને સજા કરવાથી મુસલમાન સમાજમાં ગરબડ મચે તેવો સંદેહ હતો. તેથી હેસ્ટિંગ્સે નંદકુમારની મદદ માગી.

મહારાજ નંદકુમાર તે વખતે હિંદુસમાજના અગ્રણી હતા. નંદકુમારની પાસે રેજાખાંને સજા કરવાની બાબતમાં સહાયતા મેળવી હેસ્ટિંગ્સે કાંટા મારફત કાંટા કાઢયો.

રેજાખાં અને સિતાબરાયની બંગાળા અને બિહારની નાયબ દિવાનીના સંબંધમાં ભારે આરોપો મૂકાયા મુર્શિદાબાદના રેસિડેન્ટ મિડિલ્ટન સાહેબે રેજાખાંને બંદીવાન કરી કલકત્તા મોકલી દીધો. સિતાબરાયને પણ કલકત્તા મોકલવામાં આવ્યો. કામ ચાલવા લાગ્યું. મહારાજ નંદકુમારને આ મુકદમામાં સરકાર તરફથી સાબીતિઓ રજુ કરવા નીમવામાં આવ્યા.

રેજાખાં અને સિતાબરાયના અત્યાચારથી તે સમયનો ભીષણ દુષ્કાળ અતિ ભીષણ થઇ પડયો હતો. એ દુષ્કાળના વખતમાં કર ઉઘરાવવાને બહાને રેજાખાંએ દેશનું બધું અનાજ લઇ લીધું હતું. અને બધું અનાજ એકત્ર કરી પોતાના કબજામાં લઈ ભારે કિંમતે વેચ્યું હતું. તેથી ભૂખથી ઘણી રૈયત નાશ પામી હતી. રેજાખાંની વિરુદ્ધ આ એક મોટું તહોમત હતું. બીજું તહોમત એ હતું કે નિજામતમાંનાં મૂલ્યવાન રત્નનાં દાગીના અને રોકડા વીશ કરોડ રૂપીઆ ને હજમ કરી ગયો હતો. સિતાબરાય પર પણ એજ રીતે નેવું લાખ રૂપીઆ ગુમ કર્યાનો આરોપ હતો. આ બધા ગુન્હાઓ-માંથી છૂટવા માટે તે બંને જણાઓએ નંદકુમાર અને હેસ્ટિંગ્સને મોટી લાંચ આપવાનું પણ જાહેરમાં આવ્યું હતું. ગમે તે કારણથી પણ હેસ્ટિંગ્સે તે બંનેને છોડી મૂકયા તેથી ચારે તરફ જાહેર થઈ ગયું કે 'મહારાજ નંદકુમારે યોગ્ય સાબીતિ ઉપસ્થિત કરેલી હતી; છતાં હેસ્ટિંગ્સે લાંચ લઇ અપરાધીઓને છોડી દીધા."

એ ઘટનાબાદ રેજાખાં અને સિતાબરાય હેસ્ટિંગ્સના પ્રિય મિત્ર થઇ પડયા. મહારાજા નંદકુમાર વિરુદ્ધ તરકટ આરંભાયું. હે-સ્ટિંગ્સ સાથે જ્યારે નંદકુમારને સારૂં બનતું ત્યારે નંદકુમારની મા-ગણીથી તેના પુત્ર ગુરુદાસને હેસ્ટિંગ્સેન નવાબ દિવાન તરીકે નીમ્યો હતો. તેજ વખતે મુબારક-ઉદ્-દૌલાના વાલી તરીકે મણિબેગમ નિ-માઇ હતી. રેજાખાં વગેરેને મુક્તિ મળ્યાબાદ નંદકુમારનો હેસ્ટિંગ્સ પ્રત્યેનો સંદેહ વધ્યો. ત્યારબાદ હેસ્ટિંગ્સ પણ નંદકુમારને શત્રુ સમ-જવા લાગ્યો. તેજ વખતે હેસ્ટિંગ્સને એવું લાગ્યું કે કદાચ નંદકુમાર મારાં અપકૃત્યો જાહેર કરી દેશે તો! આવી શંકાથી તે કોઇ પણ રીતે નંદકુમારને સપડાવવાની યુક્તિઓ રચવા લાગ્યો. એ વખતે

મહારાજ નવકૃષ્ણ. દિવાન ગંગાગોવિંદ સિંહ, કૃષ્ણકાન્ત નંદી અને દેવીસિંહ વગેરે હેસ્ટિંગ્સના પ્રિયપાત્ર થઇ પડયા હતા.

હેસ્ટિંગ્સનાં શાસનથી દેશના જમીનદારો પીડાવા લાગ્યા. નંદકુમારને હેસ્ટિંગ્સનો જમણો હાથ સમજી જમીનદારો નંદકુમારને શરણે આવ્યા. પરંતુ તેથી તો ઉલટું ફળ આવ્યું. નંદકુમાર કંપનીનું રાજ્ય ઉથલાવી નાખવા માટે જમીનદારો સાથે તરકટ કરે છે એવો શક હેસ્ટિંગ્સ નંદકુમારપર લઇ ગયો. જોતજોતામાં એક દિવસ એ સંદેહનો અગ્નિ સળગી ઉઠ્યો. નંદકુમારે એક દિવસ હેસ્ટિંગ્સ આગળ હાજર થઇ નાટોર રાજ્યના બંદોબસ્તના સંબંધમાં જરા વાતચીત કરી. મહારાણી ભવાનીની જમીનદારીમાં બાહિર બંદર પરગણું એક સારામાં સારૂં પરગણું ગણાતું હતું. એ પરગણું ભવાનીની જમીનદારીમાંથી છૂટું પાડી હેસ્ટિંગ્સ પોતાના પ્રિય મિત્ર કૃષ્ણકાન્ત નંદીને આપવાનો વિચાર કરતો હતો. નંદકુમાર તે બાબતમાં હેસ્ટિંગ્સ આગળ ફરિયાદ કરવા લાગ્યા. બંને જણ વચ્ચે પુષ્કળ વાદવિવાદ થયો. હેસ્ટિંગ્સે કહ્યું, "મહારાણી ભવાની બાઇ માણસ છે. આવડી મોટી જમીનદારી સાચવવી એ કાર્ય તેનાથી બની શકે તેવું નથી. વળી તે અત્યારે તીર્થવાસ કરે છે. આથી જમીનદારી નહિ સચવાય એવી શંકાથીજ હું લોકનાથ નંદીને એ જમીનદારી સોંપું છું."

નંદકુમારે જવાબ આપ્યો—"મહારાણી તીર્થમાં રહે છે છતાં તેના પુત્ર મહારાજ રામકૃષ્ણ અત્યારે યોગ્ય ઉમરે પહોંચેલા છે."

હેસ્ટિંગ્સે કહ્યું—"રામકૃષ્ણ હજુ જુવાન છે. આવડી મોટી જમીનદારી તેનાથી સાચવી શકાય તેમ નથી."

નંદકુમાર—"કૃષ્ણકાંત નંદીનો પુત્ર લોકનાથ કેવી રીતે તે કાર્ય ચલાવી શકશે ? કારણ કે લોકનાથ તો રામકૃષ્ણ કરતાં પણ ન્હાનો છે."

હેસ્ટિંગ્સનું મુખ લાલચોળ થઇ ગયું. હેસ્ટિંગ્સે ગુસ્સાથી કહ્યું, "આપની સાથે હું વાદવિવાદ કરવા ઇચ્છતો નથી. મને જે સારૂં લાગે તે હું કરૂં છું અને કરીશ."

નંદકુમારનો મનોરથ વિફળ ગયો. હેસ્ટિંગ્સ પાસેથી ફીકે મ્હોંએ પાછું વળવું પડ્યું. હેસ્ટિંગ્સે મનમાં મનમાં કહ્યું, "નંદકુમારને ભારે ગર્વ ચઢયો છે. એ ગર્વના ચૂરેચૂરા નહિ થાય તો બ્રિટિશ રાજ્યનો પાયો મજબૂત થશે નહિ."

---

## ચતુર્થ પરિચ્છેદ.

### નિષ્ફળ પ્રયત્ન.

" Vain, very vain, my weary search to find,
That bliss which only centres in the mind"
—Goldsmith.

બધા પ્રયત્નો નિષ્ફળ ગયા. ૧૭૭૫ ની સાલમાં બાહિર બંદર પરગણું બીજાના હાથમાં ગયું. લોકનાથ નંદીના નામપર હેસ્ટિંગ્સે તે પરગણું ઇજારે આપ્યું.

કુમાર રામકૃષ્ણને જ્યારે આ સમાચાર મળ્યા, ત્યારે તે સંસાર સમુદ્રના એક નવીન તરંગના આઘાતથી ઘવાયા. દેવાલયના મંદિરમાં બેસી પેલા સંન્યાસીનો તિરસ્કાર સહન કર્યાબાદ તેનું મન ચંચળ થઇ

ગયું હતું. તે ચાંચલ્ય હજુ સુધી દૂર થઇ શક્યું નહોતું; એ વખતે તેમની જમીનદારીનું સુંદરમાં સુંદર પરગણું ખીજાના હાથમાં ગયું. રાજ્યની ધુરા હાથમાં લીધાબાદ પણ તેમને રાજ્યના બંદોબસ્ત બાબત જરાપણ વિચાર કરવો પડતો નહિ. અત્યાર સુધીમાં કુમાર કેવળ વિલાસ આનંદ, સુખ, અને સૌભાગ્યનાં મોજાંપર હિંડોળા ખાતા હતા. તેમના માર્ગમાં વખતોવખત ન્હાની ન્હાની અડચણો આવતી હતી. પરંતુ પ્રબળ પ્રવાહ સાથે આવતાં તરણાંની માફક તે પોતેજ તે અડચણોથી દૂર જતા રહેતા હતા. પરંતુ આ વખતે જે અડચણ આવી તેથી કુમારનાં જીવનની ગતિને બીજા માર્ગે જવાનો વખત આવ્યો.

કુમાર વિચારતા હતાઃ—" એ સંન્યાસી કોણ ? તે કોણ ? હું દશભુજાના મંદિરમાં બેસી જપ કરતો હતો, તે વખતે મારા મનની વાત તે કેવી રીતે જાણી શક્યા ? મારી સુંદરીને ક્યાં ક્યાં ઘરેણાં પહેરાવવાથી કેવી સુંદર દેખાશે, એ બાબત હું વિચારતો હતો, પરંતુ તે વાતની તેને કેવી રીતે ખબર પડી ? "

વિચાર કરતાં કેટલીય વાતો સ્મૃતિપથપર યાદ આવવા લાગી. જે સ્વર સાંભળ્યો તે અગાઉ જરૂર સાંભળ્યો છે. મંદિરના પુરોહિતે સંન્યાસીના આકાર અને પોશાકનું જે વર્ણન કર્યું તે આકાર અને પોશાકવાળા સંન્યાસી મહારાજ ક્યાંએ જોયા છે. પરંતુ ક્યાં ? ક્યારે ? કેટલા દિવસપર એ મૂર્તિ જોઇ છે ? કુમાર પોતાના ભૂતકાળની શોધ કરવા લાગ્યા. જોતાં જોતાં પોતાની બાલ્યાવસ્થાનું તે ઉજ્જવળ ચિત્ર નજર આગળ તરવરી રહ્યું. તેને યાદ આવ્યું કે સંન્યાસીએ આવાજ સ્વરે મને પંખીનું બંધન તોડવાનું જણાવ્યું હતું.

આ સ્મૃતિ જેમ જેમ સ્પષ્ટ થતી ગઇ તેમ તેમ ઉદાસીનતા તેના મગજને ઘેરી લેવા લાગી. " હાય ! મ્હેં શું કર્યું ! બંધન તોડવાની

પ્રતિજ્ઞા કર્યા છતાં હું તો નવીન બંધનોમાં જકડાતો જાઉં છું. મ્હે વિચાર્યું હતું કે, સંધ્યાકાળ વખતે મુહૂર્તમાત્ર એકચિત્તે ઇષ્ટદેવનું ચિંતન કરીશ, પણ હાય દુશ્ચિંતા ! ત્યારે પણ તું આવી મારા સામે ખડી થઈ, ત્હેં મારી જપમાળાનો આશ્રય લીધો !"

કુમારને કંઇપણ ગમ્યું નહિ. સુંદરીના પ્રેમરૂપી જે માળા તેમણે ઇરાદાપૂર્વક હૃદયપર ધારણ કરી હતી, તે માળા અત્યારે તેને બંધન રૂપ જણાવા લાગી.

એ વખતેજ બાહિરબંદર પરગણાના ખરાબ સમાચારે તેના ચિત્તને આઘાત કર્યો.

મોજાંપર મોજાં ઉછળવા લાગ્યાં. હજુરિયાઓ જેમ જેમ કહેવા લાગ્યા કે "અહા ! આવી જમીનદારી ચાલી ગઈ !" તેમ તેમ કુમારને કંટાળો આવવા લાગ્યો. તેને વિચાર આવ્યોઃ—"સારી આવકની જમીનદારી હતી, તે ગઇ; પરંતુ તેમાં હું શું કરૂં ?"

રૂદ્રનારાયણ ઠાકુર કુમાર સાથે મસલત કરવા આવ્યા. પરંતુ કુમારને કશું ન ગમ્યું.

ઠાકુર મહારાજે સલાહ આપી—"આપ જાતે જઇ હેસ્ટિંગ્સને મળો તો ઠીક." પરંતુ કુમારને એ વાત ઠીક ન લાગી.

રૂદ્રનારાયણ ઠાકુરે કહ્યું—"રાજ્યનું અંગ ગયું. આ બાબતમાં કદી પણ નચિંત રહેવું ઠીક નથી."

કુમારે જવાબ આપ્યો—"જે છે, તે પૂરતું છે !"

તે જવાબથી ઠાકુર મહાશય સહેજ કંટાળ્યા; થોડા ગુસ્સાથી બોલ્યા—"બાહિરબંદર પરગણું નાટોર રાજ્યનું માથું હતું. તેજ પરગણું કંપની લઇ લેછે. તમે બિલ્કુલ પણ પ્રયત્ન નહિ કરો ? ચાલો, હું પણ તમારી સાથે આવું. થોડો પ્રયત્ન કરવામાં આપણું જાય શું ?"

કુમારે કહ્યું:—" આ બાબતમાં હું કશું જાણુતો નથી! મને આવી બાબતમાં શામાટે સપડાવો છો? આપ બધું કરો છો, તો આ બાબતમાં પણ યોગ્ય લાગે તે કરો."

રૂદ્રનારાયણુ ઠાકુર સહેજ ક્રોધવ્યંજક સ્વરે બોલ્યા—" અમેજ બધું કરીએ છીએ! તમે કશું જાણુતા નથી! વારૂ! જરા પૂછુંઃ કાદિહાટી અને ભૂષણા પરગણુાના બંદોબસ્ત માટે કાલીશંકરને કોણે મોકલ્યો હતો? તમે તો કોઇપણ કાર્યમાં હાથ નાખતા નથી!"

કુમાર લગાર શરમાય જઇ કહેવા લાગ્યા—" કેમ, કાલીશંકરે શું કર્યું છે"

રૂદ્રનારાયણુ—" શું કરે! તે અત્યારે માલિક થઇ બેઠો છે! કોઇનું પણ માનતો નથી."

કુમાર નવાઇ પામી બોલ્યા—" કેમ શું થયું છે?"

રૂદ્રનારાયણુ—" એક તરફથી બાહિરબંદર ગયું, બીજી તરફથી ભૂષણા પણ જવા બેઠું છે. એથી બીજું શું થાય?"

કુમાર અચકયા, મનમાં કહેવા લાગ્યા—" ભૂષણા પણ જવા બેઠું છે. ઠાકુર મહારાજ આ શું બોલે છે!" તેમણે પૂછ્યું—" આપને આ સમાચાર કેવી રીતે મળ્યા?"

રૂદ્રનારાયણુ—" ત્યાંથી એક મારો માણુસ આવ્યો છે. તેની પાસેથી મ્હેં જે સાંભળ્યું તેથી મારો આત્મા અચકી ઉઠયો છે. તમે જેને મિત્રધારી, વિશ્વાસ કરી, મારાથી છુપી રીતે, કાદિહાટી અને ભૂષણા પરગણુામાં શાન્તિ ફેલાવવા મોકલેલ છે, તે તમારો વિશ્વાસુ કાલીશંકર આજ તમારાજ ગળાંપર છરી ફેરવવા તૈયાર થયો છે."

રામકૃષ્ણુ જરા નવાઇ પામી બોલ્યા—" શું! આપ શું કહો છો."

રૂદ્રનારાયણ—"શું કહું ! તમારો તે કાલિશંકર અત્યારે એ બંને પરગણાં પોતાને નામે ચઢાવી લેવા તૈયાર થયો છે. તમે તેને ત્યાં મોકલ્યો કે તરત તેણે ત્યાં પોતાનો અધિકાર ફેલાવી દીધો છે. અત્યારે તે કંપની પાસે એ બંને પરગણાંનો માલીક હોવાનો દાવો કરી રહ્યો છે. બાહિરબંદર નાટોર રાજ્યનું માથું હતું; હેસ્ટિંગ્સનાં તરકટથી આજે આપણે માથાં વિનાના થયા. ભૂષણા અને કાદિહાટી પરગણાં નાટોર રાજ્યના બે પગો હતા ! વિશ્વાસઘાતક કાલીશંકર એ બંને પગો કાપવા તૈયાર થયો છે !"

કુમારે નવાઇ પામી કહ્યું–"કાલીશંકર આવો વિશ્વાસઘાત કરશે, તે મ્હેં સ્વપ્ને પણ નહોતું ધાર્યું."

રૂદ્રનારાયણ—"હવે શું થાય ? બે દિવસ પછીજ બધું સમજી શકશો ?"

કુમાર—"ત્યારે હવે આપ શું કરવાનું કહો છો ?"

રૂદ્રનારાયણ—"તમારે જાતે બધું કામ સંભાળવું પડશે. કાલીશંકરને પકડી લાવવા માટે પોલિસ મોકલવા પડશે. આજે આ ક્ષણેજ તે બંદોબસ્ત કરો."

કુમારે પૂછ્યું—"પોલિસ મોકલવા પડશે !"

રૂદ્રનારાયણ—"મોકલવા પડશે શું ? આજેજ મોકલવાની જરૂર છે. નહિ તો કુમાર ! તમે નક્કી જાણજો કે તમારૂં સુંદર રાજ્ય ભસ્મ થઇ જશે."

કુમારે ફરીથી પૂછ્યું—"આજેજ મોકલશું !"

રૂદ્રનારાયણ—"એક ક્ષણની પણ વાર લગાડવી નકામી છે."

કુમાર—"વારૂ–કાલ મોકલશું તો નહિ ચાલે ! મને લાગે છે પ્રથમ તેને બોલાવીએ, જો તે હુકમ ન માને તો ઉચિત વ્યવસ્થા કરીશું."

રૂદ્રનારાયણ ઠાકુર મનમાં ખૂબ ગુસ્સે થયા. તે બોલ્યા—"હજુ પણ તમે તેના પર દયા રાખવા માગો છો તે તમારૂં સત્યાનાશ વાળવા બેઠો છે; તે એવો કપટી છે કે થોડો પણ સમય મળતાં સતર્ક થઇ જશે. તે વખતે તમે તેને કશું કરી શકશો નહિ. તેને જેમ બને તેમ જલદી કબજે કરવાની જરૂર છે."

કુમાર ભારે સંકટમાં પડયા.

"જેઓ નાટોર રાજ્યના મસ્તક રૂપી બાહિરબંદર પરગણું લઇ લે છે, તેને કશું કરી શકતો નથી, તેની પાસે દયા યાચવા જવું અને જે મારા પ્રિયમિત્ર છે તે દૂરનો એક મુલક કબજે કરી લે છે—અથવા કરી લેશે કે નહિ તેમાં પણ શક છે. તેને બાંધી આણવા માટે હુકમ મોકલવો! એ ભારે સમસ્યા છે! આજ શું સંસારનો ન્યાય છે!"

કુમારે કહ્યું "આપે જે કહ્યું તે સાંભળ્યું, બધું સમજ્યો. પરંતુ મારી વિનંતિ છે કે આજની રાત મને વિચારવાની આપો."

રૂદ્રનારાયણ ઠાકુર કુમારનો મનોભાવ સમજી મનમાં જરા હસ્યા, મનમાં બોલ્યા—"આવીજ રીતે કુમાર! રાજ્ય બચાવી શકશો." ખુલ્લી રીતે કહ્યું, "વારૂ, તમારી જ્યારે ખાસ ઇચ્છા છે, ત્યારે આજે આ વાત પડતી મૂકો. પરંતુ મારી બે વાતો ખાસ વિચારવાની છે. પહેલી વાત એકે હેસ્ટિંગ્સને હાથમાં લેવો, અને બીજી વાત એકે કાલીશંકરને બંદીવાન બનાવી લાવવો. જૂઓ, કુમાર હવે વિચારમાં વધુ કાળ ગાળતા નહિ. વિલંબ કરવાથી ઘણાં વિઘ્નો આવશે."

રૂદ્રનારાયણ ઠાકુર રજા લઇ ચાલ્યા ગયા.

## પંચમ પરિચ્છેદ.

### કેવું ભયંકર!

"O ye powers that search
The heart of man, and weigh his inmost thought,
If I have done amiss, impute it not,
The best may err, but you are good."
Addison.

કુમારના ચિત્તમાં વિચારનાં તરંગો ચાલવા લાગ્યા. સૂતાં, બેસતાં, ઉંઘતાં, જાગતાં એટલુંજ નહિ પણ જપ કરતી વખતે પણ કુમારનું ચિત્ત આજ વિચાર કરવા લાગ્યું.

સંધ્યાવંદના કરવા બેઠા, ઘણો પ્રયત્ન કર્યો પણ ચિત્ત સ્થિર ન થયું. " **सायाह्ने शिवरूपाञ्च वृद्धां वृषभवाहिनीम् सूर्य मंडल मध्यस्थां सोमवेद समायुताम्** "—એ ધ્યાનમાં ઉચ્ચારી મંત્રમાં કહેલી મૂર્તિનું ધ્યાન કરવા ગયા; પરંતુ એ મૂર્તિ હૃદયમાં આલેખાઇ નહિ. પરંતુ તેને બદલે કેટલાંય અવાસ્તવિક ચિત્રોએ આવી હૃદય પૂરી દીધું.

કુમાર હૃદયમાં દેવીનું સ્વરૂપ ખડું કરવાનો પ્રયત્ન કરવા લાગ્યા, પરંતુ તેને બદલે બાહિરબંદર પરગણું અને હેસ્ટિંગ્સ તથા લોકનાથ નંદીની વિચિત્ર ચરિત્રકથા મનમાં ઉભરાવા લાગી. કુમાર હાથ જોડી માતાજીનાં ચરણમાં ભક્તિરૂપી પુષ્પાંજલિ પ્રદાન કરવા

આગળ વધ્યા. મનમાં પડઘો પડયો કે, હેસ્ટિંગ્સની પ્રીતિ મેળવવાને આમ કરો ! કુમાર હાથમાં પાણી લઇ પૂર્ણાહુતીના મંત્ર ભણવા લાગ્યા, તે વખતે કોઇ કાનમાં કહી જવા લાગ્યું કે "કાલીશંકરને બાંધી આણો ! કોઇ ક્ષણે હેસ્ટિંગ્સનો અન્યાય હૃદયને ઉછાળવા લાગ્યો. બીજીજ ક્ષણે કાલીશંકરની વિશ્વાસઘાતકતા યાદ આવવા લાગી.

શાંત, એકાંત સ્થળમાં બેસી એક મનથી મહામાયાની આરાધના કરવાનો વિચાર હતો, પણ જગતની ગડમથલે કુમારને ઘેર્યા. સંન્યાસીના તિરસ્કારની વાત પાછી યાદ આવી. તે દિવસ સુંદરીનાં સૌન્દર્ય વિષે વિચાર ચાલતા હતાં. આજે સંસારની ગડમથલના વિચાર ચાલે છે. બંને અવસ્થા એકજ સરખી છે. આથી એ વિચારમાંજ સંન્યાસીનું ચિત્ર મનમાં ખડુ થઈ રહ્યું.

ઘણા પ્રયત્ને સાયાહ્નિક સમાપ્ત કરી કુમાર અંતઃપુરમાં ગયા, પરંતુ ત્યાં પણ ચિત્ત શાંત થયું નહિ. જે સુંદરી સાથે વાતચીત કરતાં કલાકોના કલાકો એક નિમિષની માફક વીતી જતાં; જે સુંદરીનાં મુખકમલ સામું જોતાં જોતાં કુમાર ભાન ભૂલી જતા; જે સુંદરીનાં મધુર વાક્યો સાંભળતાં કાન તૃપ્ત થતા; જે સુંદરીની રૂપ—સુધા પીતાં પીતાં સકળ પિપાસાની નિવૃત્તિ થતી; આજે તેજ સુંદરી તરફ મન સહેજ પણ આકર્ષાયું નહિ. શયનમંદિરમાં પેઠા પછી કુમારને પોતાનો દેહ અને મન અતિશય શાન્ત થઈ ગયેલાં લાગ્યાં. માત્ર બેચાર વાતો કરી "મારૂં શરીર સારૂં નથી" કહી કુમાર પથારીપર સુઇ ગયા. શરીર સારૂં નથી એમ જાણતાં સુંદરી ચિંતાતુર થઇ કુમારનાં ચરણ સેવતી બેઠી.

થોડીજ વારમાં કુમારને તંદ્રા આવી.

તંદ્રા જોતાં જોતાં કુમારને જણાવા લાગ્યું કે સંસાર કેવો ભયંકર છે! ત્યારે શું વનવાસ કરવાથી શાન્તિ મળશે ?"

સ્વપ્નમાં જોયું કે "અરણ્ય પ્રકૃતિનું કેવું સુંદર સ્થાન છે! વૃક્ષોની અનંત હારો કેવી હારબંધ ગોઠવાઇ છે. તેનાં પાંદડાંપર સૂર્યનાં કિરણો કેવાં પ્રતિફલિત થાય છે. તેની નીચે થાકી ગયેલાં મુસાફરો કેવો આશ્રય લે છે! વન લતાકુંજ, ગુલ્મકુંજ અને ધોળાં, પીળાં, નીલ અને રાતાં પુષ્પોથી કેવું શોભી રહ્યું છે. સપાટ ભૂમિપર લીલી સાડીની માફક લીલું ઘાસ કેવું છવાઇ રહ્યું છે. વનના છેડાપર મંદ મંદ વહેતી સ્રોતસ્વિની કલકલ કરતી ચાલી જાય છે! અહા! કેવું સુંદર!"

કોઇએ કહ્યું—"એ વનમાં નદીતટપર મહર્ષિઓના પવિત્ર આશ્રમો હતા."

કુમાર ચારે તરફ જોઇ રહ્યા.

"ક્યાં, આજે તો તેનાં ચિન્હ પણ જોઇ શકતો નથી. ક્યાં તે જીર્ણ કુટીર, જ્યાં ઋષિઓ ઇષ્ટ નામ જપ કરે છે. ક્યાં છે તેનું પદ્માસન, કોઇ કહી શકશો—ક્યાં તેનું સ્થાન! કે જ્યાં બેસી હું ચિત્ત સ્થિર કરવાનો પ્રયત્ન કરી શકું."

કોઇએ જવાબ આપ્યો—"પાગલ! યુગ યુગાન્તર વહી ગયા, અણુ પરમાણુમાં વિલીન થઈ ગયાં; હવે તે સમાચાર ક્યાંથી મળશે? જો, નદીના પ્રવાહમાં હંમેશાં તટભૂમિ તૂટતી તણાતી જાય છે. જો, પેલો વિશાળ વડ બે ગાઉના વિસ્તારમાં ફેલાઈ રહ્યો છે, ત્યાં કયે સ્થળે ઋષિનો આશ્રમ હતો, તેનો નિર્ણય કોણ કરે!"

અકસ્માત્ એક રાફડા તરફ કુમારની નજર પડી.

"આશું! રાફડામાં સ્ફટિકમણિ ક્યાંથી? જોઉં, જોઉં, હાથમાં

લઇ જોઉં તો ખરો! આશું! રાફડામાંથી અનુતાપનો અવાજ ક્યાંથી? ત્યારે આ મૃતિકામાં ઢંકાયલી વસ્તુ જડ નથી? ત્યારે એ શું માટીમાં દટાયલો મનુષ્ય દેહ છે? હા, હા, તેજ ઋષિ કે જેના પર યુગ યુગાન્તર વ્યાપિ માટીના સ્તરો ચડી ચૂક્યા છે, તોપણ તેનાં ધ્યાનનો ભંગ થતો નથી, તોપણ તેની એકાગ્રતા નષ્ટ થઈ નથી! પરંતુ આ પાપીના સ્પર્શ માત્રથી તેની એકાગ્રતા તૂટી!"

કુમાર ચમક્યા. તેના મનમાં આવ્યું કે 'હું આ શું કરવા બેઠો છું!' તે રાફડા તરફ હાથ જોડી વિનીત શબ્દોથી કહેવા લાગ્યા—"હે ઋષિ! મારા પાપી સ્પર્શથી આપની એકાગ્રતા તૂટી! તમને નમસ્કાર કરૂં છું, મારો અપરાધ ક્ષમા કરો, દેવવા! તમે દયામય છો, તમારી એકાગ્રતાની કણીમાત્ર મને દાન કરો; હું સંસારનો કીડો છું, કૃપાદાન કરો, આ ભવસંસાર તરવાનો ઉપાય બતાવો."

કહેતાં કહેતાં કુમારની આંખોમાંથી દરદર ધારાવડે અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો. પ્રાણમાં જે ચિંતાના તરંગો ઉછળવા લાગ્યા, તેનાથી હૃદયના બંધ તૂટવા લાગ્યા. કુમાર કાત્તરકંઠે વિનંતિપૂર્વક બોલવા લાગ્યા—"પ્રભુ! દયામય! મારૂં રક્ષણ કરો."

"પાગલ! ક્યાં છે પ્રભુ–ક્યાં છે દયામય! તારૂં કોણ રક્ષણ કરશે?"

વનભૂમિ કંપાવતો એક વજ્ર સંદેશ ધ્વનિ ઉઠયો—"અહીં કોણ છે–કોણ તારી રક્ષા કરશે? આ ચલચ્છકિતહીન, તરૂગુલ્મલતા અથવા આ મૂક મૃત્તિકાસ્તુપ?"

કુમાર નવાઇપૂર્વક જોવા લાગ્યા—"તે તેજ પુંજ-કલેવર જ્યોતિર્મય સંન્યાસી સામે બેઠા છે! દિવ્યકાંતિ, નવધર દેહ, ગૌરવરણ

ગૈરિકવસન, વિભૂતિભૂષણ, બૃહજ્જટાજૂટસમન્વિત—આ મહાપુરુષ કોણ ?"

આ મહાપુરુષ કોણ ! આ માણસ વગરની ભયંકર વનભૂમિમાં અકસ્માત્ તેઓ ક્યાંથી આવી ચઢયા ! આજ શું મારા ઇષ્ટ દેવતા છે ? આજ શું મારા શાંતિહીન પ્રાણમાં શાંતિ સ્થાપવા આવ્યા છે?"

કુમાર સંન્યાસીના ચરણમાં આત્મસમર્પણ કરવા તૈયાર થયા; તેમણે વ્યાકૂળ થઇ કહ્યું, "આપજ શું મારા અભિષ્ટ દેવતા છો ? આપનાં ચરણમાં મને સ્થાન આપો."

કુમાર સંન્યાસીનાં ચરણમાં પડવા આગળ વધ્યા. સંન્યાસી જરા ખસી ગયા, તે વજ્રસદંશ ગંભીર સ્વરે બોલ્યા-"તમે શું માગો છો ?"

કુમાર કિંકર્તવ્યમૂઢ થઇ ઉભા; કુમાર જવાબ આપી શક્યા નહિ.

"તમે શું ચાહો છો ? આ જનશૂન્ય અરણ્યમાં તમે શાંતિ મેળવવા આવ્યા છો ? અહીં આવી તમારૂં ચિંતા કલુષિત ચિત્ત સ્થિર કરવા ચાહો છો ? "

સંન્યાસી શું અંતર્યામી છે ? તેમણે શું મારા ચિત્તમાં પેસી મારા વિચારો જાણી લીધા છે ?

કુમારે કહ્યું—"અંતર્યામી ! મારા મનની વાત આપે જાણી છે. હવે કહો. મારે શો ઉપાયગ્રહણ કરવો ? બોલો આ મરૂમય પ્રાણમાં-આ હૃદય મરૂભૂમિ માંહે શાંતિનો પ્રવાહ કેવી રીતે વહે ?"

સંન્યાસી વિરક્ત સ્વરે બોલ્યો—"પાગલ ! પોતાનાં હૃદયમાં પોતે શાન્તિ સ્થાપી શકતો નથી; તો પછી બીજું તે કોણ સ્થાપી શકે ? ભિક્ષાથી માગી લીધેલી પાણીની અંજલીવડે શું મરૂભૂમિની ઉની ધમધગતી વાલુકારાશિ સ્નિગ્ધ થાય ? "

કુમાર વ્યાકૂળ થઇ બોલ્યા—" ત્યારે શો ઉપાય ? આપે દર્શન આપ્યું છે, તો પછી ઉપાય પણ બતાવો."

વળી કુમાર તેનાં ચરણમાં પડવા ગયા, સંન્યાસી દૂર હઠી ગયા કુમાર તેનાં ચરણ પકડવા આગળ ગયા. પણ સંન્યાસી અદ્રશ્ય થઈ ગયા; તે સાથે કુમારે આકાશવાણી સાંભળી—"કુમાર! જો શાન્તિ મેળવવી હોય, તો બંધન તોડવાનો પ્રયત્ન કરો."

એજ સ્વર! તેજ સંન્યાસી! સ્વપ્નમાં પણ તે! કુમાર આમતેમ શોધવા લાગ્યા પરંતુ સન્યાસીનો પત્તો ન લાગ્યો.

કુમાર ચકિતનેત્રે ચારે તરફ જોવા લાગ્યા—અરણ્ય કેવું ભીષણ!

અરણ્ય જનસમાગમ શૂન્ય જંગલી પશુઓથી ભરપૂર બની ગયું! સિંહની ગર્જના સંભળાવા લાગી હરણાં નાસભાગ કરવા લાગ્યાં, અજગરો પહાડની માફક અચળભાવે પડયા રહ્યા છે, એક મોટી ભેંસને અજગર ગળી ગયો છે! વાયુનાં તોફાનથી વૃક્ષની શાખાઓ હાલવા લાગી, પશુપક્ષી પ્રાણભયથી નાસી બીજાં વનભણી નાઠાં! અરણ્ય કેવું ભયંકર!

કુમાર ભયથી થરથરવા લાગ્યા. બ્હીકથી કુમારની ઉંઘ ઉડી ગઇ કુમાર પથારીપર બેઠા થઇ ગયા.

પતિની સેવા કરતાં કરતાં સુંદરી પતિના પગ પર ઉંધું ઘાલી ઉંઘી ગઇ હતી. સ્વપ્નથી ચમકી કુમાર જ્યારે પથારીમાં બેઠા થયા, ત્યારે સુંદરી પણ ચમકી ઉઠી.

કુમારે લગાર ભાનમાં આવ્યા પછી કહ્યું, "સુંદરિ! બીની કે?"

સુંદરીએ પૂછયું—" એકાએક આપની ઉંઘ કેમ ઉડી ગઇ? આપ કેમ ચમકી ઉઠયા ?"

કુમાર—" ના–ના, તેવું કશું નથી?"

પરંતુ સુંદરીનો શક દૂર થયો નહિ. તે સમજી ગઇ કે જરૂર

કુમારે ખરાબ સ્વપ્નું જોયું છે તેથી તેણે કહ્યું—" આપ કંઇક ખરાબ સ્વપ્નું જોઇ ચમકી ઉઠયા છો ? "

કુમારે જાણ્યું કે સુંદરીને બધી ખબર પડી ગઇ છે, મ્હેં ઉંઘમાં-સ્વપ્નમાં કહેલી બધી વાત સુંદરીએ સાંભળેલી જણાય છે. "

કુમારે કહ્યું, " એ બધી વાત બહુ લાંબી છે, કાલે હું તને વિસ્તારપૂર્વક બધું કહીશ. રાત ઘણી વીતી છે; મનવ્યગ્ર થઇ ગયું છે. ચાલો અત્યારે ઉંધી જઇએ."

સુંદરીનું કુતૂહળ વધ્યું છતાં સ્વામીને કષ્ટ થાય એવા ઇરાદાથી તેમણે વધુ પૂછપરછ ન કરી. તેના મનમાં વિચાર આવ્યો —" તે લાંબી વાત છે ? તે વાત કઇ ? "

કુમાર પણ વધુ ન બોલતાં વિચારમાં પડયા. થોડીવારમાં સુંદરી ઉંઘી ગઇ.

દુશ્ચિંતાથી ઉંઘ ન આવી. કુમાર વરંવાર પથારી પરથી ઉઠી ફરવા લાગ્યા. વારંવાર સુંદરીનાં મુખ સામે જોવા લાગ્યા.

કુમાર વિચાર કરવા લાગ્યા-" સંસાર કેવો ભયંકર છે ! જેના પર મારો સંપૂર્ણ વિશ્વાસ હતો તે મારાં ગળાં પર છૂરી ફેરવવા તૈયાર થયો ! ચારે તરપ તરકટ ! ચારે તરફ છળકપટની જાળ પથરાઇ છે ! સંસાર કેવો ભયંકર છે ! "

કુમારે નકકી કર્યું—" સંસારમાં કયાંએ સુખ નથી ! સંસારમાં કયાંએ શાંતિ નથી ! સંસારતો ઉલટો મને દઢ બંધનોથી બાંધે છે; અને હું પણ દહાડે દહાડે એ બંધનોથી જકડાતો જાઉં છું. "

કુમારે કહ્યુ—"સંન્યાસીએ સાચું કહ્યું છે." " બંધનજ કષ્ટનું મૂળ છે; બંધન તોડવાથી શાન્તિ મળે છે, બંધન છેદન એજ સુખ છે ! "

કુમારના મનમાં વિચાર આવ્યો—" હું હજુ પણ આ બંધન નહિ છેદી શકું ? "

---

## ષષ્ઠ પરિચ્છેદ

### ઉદ્વેગ

I would lose all, any sacrifice them all
to deliver you."
—Shakespeare.



આહિરબંદર પરગણાને લીધે નાટોર રાજદરબાર જ્યારે ઉદ્વેગમાં હતો, તેજ વખતે નંદકુમાર પરની દારુણ વિપત્તિના સમાચાર રાજધાનીમાં આવી પહોંચ્યા સ્વપ્ન-દર્શનથી કુમાર જ્યારે ઉદાસીન થઇ બેઠા હતા, ત્યારે રૂદ્રનારાયણ ઠાકુર એક વિનતિપત્રમાં તેની સહી કરાવવા આવ્યા.

એ વિનંતીપત્રમાં સહી કરતાં કુમારે પૂછ્યું, "શાનું વિનંતીપત્ર છે?"

રૂદ્રનારાયણ—"બહુ દુઃખના સમાચાર છે. મહારાજ નંદકુમારને ફાંસીએ લટકાવવાનો હુકમ થયો છે.

કુમાર—"શું બોલ્યા! ફાંસીનો હુકમ?"

રૂદ્રનારાયણ—"હું પણ પ્રથમ આ વાત માની શકતો નહોતા. પરંતુ જૂઓ, મારા પિતાજીએ આ શું લખ્યું છે. પત્ર વાંચતાં વાંચતાં પ્રાણ શોક સાગરમાં ડુબી જાય છે.

રૂદ્રનારાયણ ઠાકુરે પત્ર કુમારના હાથમાં આપ્યો. પત્રમાં ચન્દ્રનારાયણ ઠાકુરે લખ્યું હતું કે—"મહારાજ નંદકુમારનો કોઇપણ રીતે છુટકો થયો નથી. કલકત્તાની 'સુપ્રિમ કોર્ટ' તેને ફાંસીનો હુકમ

આપ્યો છે. મુખ્ય ન્યાયાધીશ 'ઇમ્પે' સાહેબે નંદકુમારના પક્ષની કોઇ પણ વાત ગ્રહણ કરી નથી. ૫ મી ઓગસ્ટનો દિવસ ફાંસી માટે નક્કી થયો છે. એ દિવસો દરમિઆન મહારાજ કલકત્તાનાં કારાગ્રહમાં કેદ રહેશે. ઇંગ્લાંડના રાજા પાસે તેને બચાવવાની અરજી કરવી પડશે એ અરજીનો જવાબ આવે ત્યાંસુધી નંદકુમારને થએલી શિક્ષાનો અમલ ન થાય, તે માટે નવાબ મુબારક–ઉદ્–દૌલાએ કલકત્તાની કૉંસિલને અરજ કરી છે. બ્રાહ્મણને પ્રાણદંડ આપવો એ બારે અ-મંગળનું ચિહ્ન છે. માટે તેને બચાવવા બનતા પ્રયત્નો કરવા જ જોઇએ."

પ્રાણદંડ! મહારાજે શો અપરાધ કર્યો છે કે તેને પ્રાણ દંડની સજા થઇ?

કુમારે કહ્યું—"હું કશું સમજી શકતો નથી; મહારાજે એવો કયો ગુન્હો કર્યો છે કે તેને ફાંસીએ ચઢાવવામાં આવે?"

રૂદ્રનારાયણ—'પેલા બુલાખીદાસના દસ્તાવેજનો મુકદ્દમો આમાં સાધનભૂત થયો છે."

કુમાર—"મ્હેં તો સાંભળ્યું હતું કે બુલાખીદાસની પાસે મહારાજ નંદકુમાર મોતીના માળા વગેરે કેટલોક મૂલ્યવાન સામાન ગીરવી મૂકવા ગયા હતા. અડતાળીશ હજાર એકવીશ રૂપીઆ એ સામાનની કિમ્મત નક્કી થઇ. અંગ્રેજો સાથે મીરકાસિમને વિવાદ થયો તે વખતે જે રાષ્ટ્રવિપ્લવ થયો, તે વખતે લૂટફાટમાં બુલાખીદાસનું ઘર પણ લૂંટાયું. તે વખતે જાહેર થયું કે એ લૂટફાટમાં મહારાજ નંદ-મારનો સામાન પણ લૂટાયો હતો. નંદકુમારે જ્યારે એ ગીરવી ઝવે-રાત પાછું ફેરવવાનું જણાવ્યું ત્યારે બુલાખીદાસે એ માલ ખોવાયો

છે, એમ કહી એક ખત લખી આપ્યું. એ ખત ખોટું શાથી સાબીત થયું?"

રૂદ્રનારાયણ—" એ વાત લાંબી છે. એ ખતના બ્યાજ સુદ્ધાંત નંદકુમારના બુલાખીદાસ પાસે બે લાખ રૂપીઆ લેણા થયા. ઇસ્ટ ઇંડિઆ કંપની પાસે બુલાખીદાસનું લેણું હતું. નંદકુમારનું લેણું પતાવવા માટે બુલાખીદાસે ઇસ્ટ ઇંડિઆ કંપનીનાં પોતાનાં લેણાં-માંથી મજકુર રૂપીઆ નંદકુમાર લઇ શકે તેવું ખત નંદકુમારને લખી આપ્યું. નંદકુમારે ઇસ્ટ ઇંડિઆ કંપની પાસેથી રૂપીઆ વસુલ લીધા. એ ખત અત્યારે તરકટી ઠર્યું છે!"

કુમાર—" મહારાજ માનો કે અપરાધી હોય, છતાં તેને પ્રાણ-દંડની શિક્ષા કેમ?"

રૂદ્રનારાયણ—" ઇંગ્લાંડના કાયદા મુજબ તરકટી દસ્તાવેજ બનાવ્યા બાબત પ્રાણદંડ થાય છે."

બુલાખીદાસની પાસેથી મહારાજે જે ખત લખાવી લીધું હતું, તે ખત ઇમ્પે સાહેબે બનાવટી ઠરાવ્યું છે. જેઓ એક વખતે નંદકુ-મારની કૃપાના ભિખારી હતા, તેઓજ નંદકુમારની સામે પડ્યા છે."

કુમારનો સહચર અનુપનારાયણ પાસે બેઠો હતો. વચમાં તે બોલી ઊઠ્યો હેસ્ટિંગ્સની સાથે મહારાજે વિવાદ કરવો જોઇતો નહોતો. હેસ્ટિંગ્સ ઇસ્ટ ઇંડિઆ કંપનીનો ગવર્નર છે. પ્રબલ પ્રતાપશાળી છે; તેની વિરુદ્ધ ચાલવાથીજ નંદકુમારને આ દુઃખ આવી પડ્યું છે.

રૂદ્રનારાયણ—"નંદકુમાર હેસ્ટિંગ્સ વિરુદ્ધ ચાલ્યા હતા એ ખરું છે; પરંતુ તેઓએ ઇસ્ટ ઇંડિઆ કંપનીનું ભુંડું વાળ્યું હોય એવું [illegible] મને યાદ આવતું નથી. હેસ્ટિંગ્સના નાના પ્રકારનાં કુકર્મો [illegible]

મળતાં ઇસ્ટ ઇંડિઆ કંપનીના કૌંસિલના સભાસદો નંદકુમાર પાસેથી તે બાબતની બાતમી મેળવતા હતા. તેથી નંદકુમારે હેસ્ટિંગ્સના કાર્ય-લાપની એક કુચી તૈયાર કરી આપી.

કુમાર–"એ કાર્ય બરાબર ન ગણાય."

રૂદ્રનારાયણ—તે કાર્ય બરાબર ન ગણાય એકલી રીતે કદાચ મહારાજ ઇસ્ટ ઇંડિઆ કંપનીના ખરેખરા શુભેચ્છક હોય. કંપનીના અમલદારોના અત્યાચારોથી પ્રજા તેના પર વેર રાખે, તે માટે જ તેમણે આ અત્યાચાર ટાળવા માટેના પ્રયત્નો આરંભ્યા હતા."

અનુપનારાયણે ધીમે ધીમે કહ્યું—"કંપનીના શુભેચ્છક તરીકે મહારાજે એક પણ કામ બજાવ્યું લાગતું નથી. નવાબ મીરજાફરના પક્ષમાં રહી અંગ્રેજો વિરુદ્ધ તેમણે ફ્રેંચો સાથે મસલત કરી હતી.

રૂદ્રનારાયણ—"એ વાત સંભળાય છે ખરી; પરંતુ તેમાં તો મહારાજની પ્રભુપરાયણતાનો પરિચય થાય છે. મહારાજ તે વખતે મીરજાફરના અન્નથી પોષાતા હતા. માટે મીરજાફરનું ભલું કરવાનો પ્રયત્ન કરવામાં તેઓ વાજબી હતા."

અનુપનારાયણ—"પરંતુ હેસ્ટિંગ્સ વિરુદ્ધ મહારાજે કંઇપણ કરવું તે કૃતઘ્નતા નથી. વાન્સિટાર્ટે નવાબ સાથેના સંબંધમાંથી નંદકુમારને છૂટાકરી દીધા હતા. પરંતુ હેસ્ટિંગ્સની કૃપાથી મહારાજ પાછા નવાબ સાથે સંબંધમાં આવ્યા. મહારાજનો પુત્ર ગુરુદાસ નવાબનો દિવાન થયો છે; તે શું હેસ્ટિંગ્સનો અનુગ્રહ નહિ કે?"

રૂદ્રનારાયણ—"અનુપ! તેં સાંભળ્યું નથી કે એ બાબતનું રહસ્ય અત્યારે જાહેર થયું છે! મણિબેગમને નવાબના વાલી તરીકે અને ગુરુદાસને નવાબના દિવાનપદે નીમવામાં હેસ્ટિંગ્સે મહારાજ [illegible] જેટલા પૈસા લીધા છે, તે શું સાંભળ્યું નથી! મેં ખાત્રીલાયક

સ્થળેથી જાણ્યું છે કે એ બાબતમાં ફકડે ફકડે હેસ્ટિંગ્સે ત્રણલાખ ચોપનહજાર ને પાંચસો રૂપીઆ એકંદર લાંચના લીધા છે."

અનુપનારાયણ—"હેસ્ટિંગ્સનો એ દોષતો જગજાહેર છે. વર્ધમાનાધિપતિ મહારાજ તિલકચંદની પત્ની પ્રતિને કાશીનરેશ ચૈતસિંહપ્રતિ તેમણે જે અત્યાચાર કર્યા છે, તે બાબત મ્હેં સાંભળ્યું છે. પરંતુ મહારાજ નંદકુમાર જેવા ન્યાયી માણસે આ બાબતોમાં માથું મારવું યોગ્ય નહોતું."

રૂદ્રનારાયણ—"તે વાત હું પણ સ્વીકારૂં છું. પાણીમાં રહેઠાણ કરનારે કદીપણ મગર સાથે વાદવિવાદ કરવો ન જોઇએ."

કુમાર રામકૃષ્ણ આ વાતને અનુમોદન આપતાં બોલ્યા—" મહારાજ નંદકુમારની આપ કૂટરાજનીતિજ્ઞ તરીકે ખૂબ સ્તુતિ કરતા હતા, તેના જેવી વ્યક્તિ આમ હિતાહિત જ્ઞાનશૂન્ય કેમ બની ગઇ, એ મોટી નવાઇની વાત છે!"

રૂદ્રનારાયણ—"નવાઇની વાત તો ખરી; પરંતુ મારા જાણવા મુજબ તેની ઇચ્છા શુભ હતી. આજ સુધીમાં હું અનેક વખત નંદકુમારને મળ્યો છું. પરંતુ તે દિવસે મુર્શિદાબાદમાં ગયા પછી મ્હેં તેને જે સ્થિતિમાં જોયા, તે સ્થિતિમાં તો મહારાજ નવીન માણસ જેવાજ જણાતા હતા."

કુમારે કુતૂહલતાથી પૂછ્યું "કેવી રીતે?"

રૂદ્રનારાયણ—"મ્હેં જોયું કે નંદકુમાર ગોપાલના મંદિરમાં મૂર્તિ સામે હાથ જોડી બોલે છે કે-"નારાયણ, મને સુબુદ્ધિ આપો, હું હવેથી સત્યના માર્ગેથી દૂર ન થાઉં.' તે તન્મય થઇ બોલતા હતા. 'હે ભગવન્, હે હરિ, હું કદીપણ સત્યભ્રષ્ટ ન થાઉં તેટલું બળ આપો. હું તેમને મળવા માટે તેને પડખે જઇ ઊભો, પણ તેમનું

મારી તરફ ધ્યાન જ ન ગયું. તે તો એકચિત્તે ગોપાલની પ્રાર્થના કરવા લાગ્યા."

કુમારે મનમાં વિચાર કર્યો—"એવી તન્મયતા મારા ચિત્તમાં કેમ નથી આવતી ? હે ભગવન્ તમારૂં નામ લેતાં લેતાં મારૂં મન વિષયચિંતામાં કેમ પરોવાય છે ?"

અનુપનારાયણે પૂછ્યું—"આપની સાથે નંદકુમારને શી વાતચીત થઇ ?"

રૂદ્રનારાયણ—"તેમણે ઉપલી બધી વાત મને કહી. તેમણે હેસ્ટિંગ્સ સાથેના વાદવિવાદની વાત વિસ્તારપૂર્વક કરી કહ્યું, અદૃષ્ટમાં જે હોય તે ભલે થાઓ, પરંતુ હું કદીપણ સત્યભ્રષ્ટ થઇશ નહિ. છેવટે તેમણે કહ્યું, "અદૃષ્ટમાં શું છે, તે હું જાણતો નથી." નંદકુમારના એ છેલ્લાં વચનો હજુ પણ મારા કાનમાં ઘૂમે છે. હેસ્ટિંગ્સ સાથેના વિરોધથી છેવટે શું પરિણામ આવશે તે જાણીનેજ જાણે આ વચન ઉચાર્યું ન હોય, હાય, મહારાજ નંદકુમારનું આવું છેવટ!"

કુમારે કહ્યું—"શું કોઇપણ રીતે તેનો બચાવ નહિજ થાય ?"

રૂદ્રનારાયણ—"તે માટે તો આ વિનંતિપત્ર તૈયાર કરવામાં આવ્યું છે."

કુમાર—"વિનંતિપત્રથી શું થશે ? હેસ્ટિંગ્સનું ચરિત્ર મ્હેં જેટલું ને જેવું સાંભળ્યું છે, તે પરથી તો જણાય છે કે તેને ઘણાજ પૈસા આપ્યાથી કદાચ નંદકુમાર છૂટી શકે" એટલું બોલી કુમારે પૂછ્યું—"કેટલા પૈસા મળતાં હેસ્ટિંગ્સ નંદકુમારને છોડી દેશે ?"

મહારાજ નંદકુમાર માટે કુમારની વ્યાકૂળતા જોઇ અનુપનારા-

યણે કહ્યું—"જો પૈસા આપ્યાથીજ છુટકો થતો હોય તો શું આપ પૈસા આપવા તૈયાર છો? આપ શું જાણતા નથી કે મહારાજ નાટોર રાજ્યને ખરાબ કરવા કેટલા પ્રયત્નો કરતા હતા?"

અનુપનારાયણના પ્રશ્નથી કુમાર બહુજ ગુસ્સે થયા. તેને ચૂપ રહેવાનું કહી રૂદ્રનારાયણ ઠાકુરને સંબોધી કહ્યું, "ગુરુદેવ! મહારાજ નંદકુમારને બચાવવા માટે હેસ્ટિંગ્સને લાંચ આપવા તૈયાર છું. મારી સંપત્તિની શું એવી કિમ્મત થશે? બ્રાહ્મણનો જીવ બચાવવા માટે મારે ભિખારી થવું પડે તો પણ કંઇ વાંધો નથી. મારી વિનંતિ છે કે ગમે તે રીતે મારૂં બધું આપતાં છતાં જો મહારાજ નંદકુમારનો છુટકો થતો હોય તો કરો."

રૂદ્રનારાયણે મનમાં કુમારને આશીર્વાદ આપ્યા. તેમણે મનમાં કહ્યું. "તમેજ મહારાણી ભવાનીના યોગ્ય વંશધર છો, તમે બાહિર બંદર પરગણું ગયા છતાં વિચલિત ન થાય, આજ તમારૂં સર્વસ્વ ગુમાવવા તૈયાર થયા છો. તમારૂં આવું હૃદય! આવું મન જોઇ હું આશીર્વાદ આપું છું કે તમે રાજર્ષિનું પદ મેળવો." પરંતુ મોટેથી કહ્યું—"વારૂ, હું ખબર કાઢું છું. મારાથી બનશે તેટલા પ્રયત્નો કરીશ."

કુમારે તેજ ક્ષણે વિનંતિપત્ર પર સહી કરી. વળી ફરીથી રૂદ્રનારાયણ ઠાકુરને યાદ દેવરાવ્યું કે "બ્રાહ્મણને બચાવવા જતાં જો બધું ગુમાવવું પડે તો પણ પાછા પડતાં નહિ."

## સપ્તમ પરિચ્છેદ.

### છૂપી મસલત.

———:*:———

" Conspiracy.
Sham'st thou to show thy dangerous brow
by night, When evils are most free." —
—Shakspear.

———

આજે ઘણીવારથી પંડિતાની સાથે શંકરથી વાતચીત ચાલે છે;

ગભીર અરણ્ય છે, દિવસે પણ અરણ્યનો ઘણો ભાગ અંધકારમય જણાય છે. કયા રસ્તે, કેવી રીતે, એ અરણ્યમાં પ્રવેશ કરી શકાય છે, તે બીજું કોઈ જાણી શકે તેમ નહોતું. એ ભયંકર જંગલમાં માણસો રહેતાં હશે, તે વાત જંગલ તરફ નજર કરનાર અનુમાન પણ કરી શકે તેમ નહોતું.

એ ગાઢ અરણ્યમાં એક ઝાડ નીચે બેસી શંકર અને પંડિતા મસલત કરે છે.

શંકરે કહ્યું—"મને બરાબર ખબર મળી છે. આવતી રામનવમીને દિવસે રામકૃષ્ણ ભવાનીનાં મંદિરે જશે. તે દિવસે ભવાનીમાં બધાં ઘરેણાં ત્યાંજ રહેવાનાં છે. રામકૃષ્ણ સાથે પણ મૂલ્યવાન દાગીના હશે. તેની પાસે જે કંઇ મૂલ્યવાન ચીજો છે, તે બધી તે દિવસે સાથે જ હશે. ભવાનીમંદિરમાં ત્રણ માસ રહેવાનો તેમનો વિચાર છે.

કદાચ તેથી વધુ મુદત પણ રહે. આથી કિંમતી સામગ્રી બધી નાટોર રહેશેજ નહિ."

પંડિતા—"મહારાજ ત્રણ માસ ભવાની મંદિરમાં રહેવાના છે, તો પછી રામનવમીને દિવસે જ મંદિર પર ચડાઇ કરવાનું કારણ શું?

શંકરે મનમાં કહ્યું—"એ દિવસજ માતાજીને બલિદાન આપવાનો દિવસ છે. તેજ દિવસે મંદિરના ચોકમાં સેંકડો ઘેટાંબકરાં કપાશે. તે દિવસે શું માતાજી એક નરનું બલિદાન નહિ લે. તે મોટેથી બોલ્યો, "તે દિવસે નગરરક્ષકો પૂજાના ઉત્સવમાં ગુંથાએલા રહેશે, આપણે એકાએક નગર પર હલ્લો કરીશું, એટલે તેઓ આપણને અટકાવી શકશે નહિ. જ્યારે તેઓ નિશસ્ત્ર હોય, તે વખતે આપણે આક્રમણ કરવું એ શું યોગ્ય નથી?"

પંડિતા—"માતાજીના તહેવારને દિવસે મંદિર લુટવું. મને તે માટે રહેજ સંકોચ થાય છે."

શંકર—"માતાજીનું મંદિર કદી લૂટાતું હશે ગાંડા! મા તો સર્વવ્યાપિની છે! તે પણ માનું મંદિર છે, ને આ આપણી ભાંગી ઇમારત પણ માનું મંદિર છે. મા શું જૂદી છે? તે મંદિરમાંથી લાવી આ મંદિરમાં રાખશું, તે મૂર્તિને બદલે આ મૂર્તિને સજાવશું. તેમાં વળી આનાકાની કેવી?"

પંડિતા—"મા જો એક જ હોય તોપણ ત્યાંથી અહીં લાવવાની શી જરૂર?"

શંકર—"પંડિતા! એટલું પણ સમજાતું નથી. રામકૃષ્ણ ભારે પાંખડી છે તેના હાથમાં અતુલ સંપત્તિ હોવાથી તે ગમે તેવો અત્યાચાર કરી શકે છે. તું નથી જાણતો કે એ પાંખડી કર વસુલ કરવાને

કેટલો બધો જુલમ કરે છે ! તેને શાનો અભાવ છે? તોપણ તે શામાટે અત્યાચાર કરે છે ? તે માટે જ તેના પ્રતિ હું આટલો બધો તિરસ્કાર રાખું છું. તે તેની પેદાશની કણીપણ સારા માર્ગમાં વાપરતો હોત તો કેવું ? !”

પંડિતા—“એવું કયું સારૂં કામ છે કે જેમાં તેણે પૈસો નહિ આપ્યો હોય ?”

શંકર—“એકમાં નહિ. તે જે કંઇ કરે છે, તે સ્વાર્થને લીધેજ. હું શું અમસ્થો તેનો મહેલ લૂટવાની પેરવી કરું છું. હજુ પણ તું સમજતો નથી, પણ જ્યારે તેનાં કામોનો પત્તો મેળવીશ, ત્યારે તારો બધો ભ્રમ દૂર થશે. હું જે કહું છું, તેમાં લગારેય અતિશયોક્તિ નથી. તું મારી વાતમાં જરા પણ સંદેહ લાવીશ નહિ. આ કાર્યમાં ધર્મ અને અર્થ—બંને ફળની પ્રાપ્તિ થશે.”

પંડિતા—“આપને જ્યારે ગુરુ માની સ્વીકારૂં છું, ત્યાંસુધી આપ જે કહેશો તે કરવા તૈયાર છું. પરંતુ આપણાં આટલાં માણસો મહારાજ રામકૃષ્ણનો મહેલ લૂંટી શકશે ખરા ?”

શંકર—“તે બાબતમાં તું નચિંત રહે. જો નાટોર લૂંટ્યુ હોય, તો આપણને વધુ માણસોની જરૂર પડે, પરંતુ ભવાનીપુરના મંદિરમાં તો ઘણા જ થોડાં માણસો હશે. આપણે પાંચસો છીએ, તે એટલી સાથે ભવાનીપુરના મંદિરમાં જઇ પડશું, ત્યારે કોઇની શક્તિ નથી કે આપણને રોકે ! તું જરા પણ શંકા રાખીશ નહિ. અત્યારે જેટલાં માણસો છે, તેટલાં પૂરતાં છે.”

પંડિતા—“ત્યારે હું બધો બંદોબસ્ત કરૂં છું. ભવાનીપુરના પશ્ચિમ

છેડે જે જંગલ છે, તે જંગલમાં આપણે ચાણું નાખીશું. ત્યારપછી નક્કી કરે તે વખતે હલ્લો કરીશું."

મસલત પૂરી થઇ. પંડિતા માણસો તૈયાર કરવા માટે ગયો. શંકર બેઠો બેઠો વિચારવા લાગ્યો. આ છેલ્લો પ્રયત્ન છે ! રામકૃષ્ણ ! તું મારો બાલ સખા છે. એક ફળ મળતું તોપણ તેના બે ભાગ કરી આપણે ખાતા. પરંતુ તું અત્યારે અરધા બંગાળાનો મહારાજા છે; હું કઇ અવસ્થામાં છું, તે તરફ તેં નજર પણ નાખી નહિ. તું જ્યારે રાજપદ પર આવ્યો, ત્યારે મ્હેં નાદાની કરી, તારી પાસે અરધું રાજ્ય માગ્યું પરંતુ તેં તો મ્હોં પણ ન બતાવ્યું ! તારા ઠાકુર મહારાજે મારૂં અપમાન કરી મને કાઢી મૂક્યો. બદલો ! બદલો ! આ અપમાનનો બદલો લઇશ જ."

પંડિતા અને શંકર જ્યાં બેસી વાતચીત કરતા હતા, ત્યાંથી થોડે દૂર તેજ અરણ્યમાં એક ક્ષીણ કાયાવાળી ખરસ્રોતા નદીને કાંઠે એક તૂટેલી હવેલી ઉભી હતી. આસપાસ એવું ભયાનક વન હતું કે આજૂબાજૂનું કોઇ એ હવેલી વિષે જાણતું નહોતું. લૂટારાઓએ એ ખંડિયેરને પોતાનાં રાજ્યનો કિલ્લો માની મરામત કરી સગવડ પડતું બનાવ્યું હતું."

પંડિતાના ગયા પછી થોડીવારે શંકર તે ખંડિયેર તરફ ચાલ્યો. એક લૂટારૂ કે જે શંકરના રક્ષકરૂપે થોડેક દૂર ઝાડ નીચે બેઠો હતો. તે શંકરની પાછળ પાછળ ચાલવા લાગ્યો.



## અષ્ટમ પરિચ્છેદ.

### ન્યાય.

" I could a tale unfold, whose lightest word,
Would harrow up thy soul;
Freeze thy young blood."

—Shakspeare.

---

શંકર તે ખંડિયર તરફ વધ્યો. નદીના કિનારાને એ ખંડિયર શોભાવતું હતું. ખંડિયરનો કોઇ કોઇ ભાગ નષ્ટ થયો હતો છતાં જે ભાગ બાકી રહ્યો હતો, તે પરની કોતરણી એવી સુંદર હતી કે જંગલની વચ્ચોવચ આવેલી એ હવેલી રાત્રિસમયના આકાશમાં ચંદ્રની માફક શોભતી હતી.

નદી તરફ ખંડિયરનું મુખ્ય બારણું હતું. તે બારણા વાટે અંદર પ્રવેશ કરતાંજ શંકરે જોયું કે આંગણામાં લુટારૂઓની સભા મળી છે કાર્તિક મધ્ય સ્થળે બેઠો છે; તેની ડાબી બાજૂએ જિતુને જમણી બાજૂએ ફતુ બેઠો છે; સામે એક વ્યક્તિને હાથ પગ બાંધી ઉભી રાખેલી છે, તેની બને બાજૂએ બીજા બે લુટારૂઓ યમદૂતની માફક ઉભા છે.

કાર્તિક કહે છે—"હજુ પણ જો તારૂં ભલું ઇચ્છતો હોય તો સત્ય બોલ, તેને ક્યાં રાખી આવ્યો છે ?"

આંગણામાં પ્રવેશ કરતાંજ કાર્તિકનો પ્રશ્ન શંકરના કાનમાં

પેઠો. કુતૂહળતાને વશ થઇ શંકર તે સભા તરફ ચાલ્યો. કાર્તિક, જિતુ અને ફતુએ ઉભા થઇ બહુજ આદરમાનપૂર્વક તેને બેસવાનું આપ્યું.

શંકરે પૂછ્યું—"શું બન્યું છે કાર્તિકા ! આમણે શું કર્યું છે ?"

કાર્તિકાએ બધો ઇતિહાસ કહ્યો છેવટે બોલ્યો—" આ વિશ્વાસઘાતક છે. બે અસહાય યુવતીને બચાવવાનો ભાર તેના હાથમાં હતો. પરંતુ તે બંને યુવતીઓને લઇ આ પાપી નાસી ગયો હતો. આજ સુધીમાં તેનો પત્તો મેળવવા મ્હેં બહુ પ્રયત્નો કર્યા, છેવટે આજે અનેક કષ્ટે પકડી શકયો છું, મ્હેં નક્કી કર્યું છે કે મા ભૈરવીને આ પાપીનું બલિદાન આપીશ."

શંકર—"તેને માને બલિ રૂપે આપવાનું નક્કી કર્યું હોય, તો પછી આવા પ્રશ્નો કેમ પૂછો છો ?"

કાર્તિકા—" જો તે સાચું કહેશે તો તેને મા આગળ બલિ રૂપે અર્પણ કરીશ, અને જો જૂઠું બોલે તો મા આગળ ન લઇ જતાં જીવતો દાટીશ; અથવા હાથ પગ બાંધી જીવતો બાળીશ.

શંકર—"એ યુવતીઓ કોણ છે ? આના હાથમાં તેને સોંપવાનું કારણ શું ?"

કાર્તિકા—' એ લાંબી વાત છે. બુલાખીદાસ નામનો એક વાણીઓ મુર્શિદાબાદમાં રહેતો હતો. એક રાત્રે અમે તે વાણીઆને ઘેર લુટફાટ કરવા ગયા. જતી વખતે મેદાનમાં એક તળાવડીને કિનારે અમે થાણું નાખ્યું હતું. ત્યાં બધા એકઠા થયાબાદ છેવટે શહેર તરફ જવાનું નક્કી કર્યું હતું. રાત્રિનો લગભગ એક પહોર થયો હતો, તે સમયે અમારી આઠ માણસોની ટોળી સૌ પહેલી એ તળા-

વડી પાસે આવી પહોંચી. અમારી સાથે મશાલો હતી. અમે જ્યારે તળાવડીની પશ્ચિમ બાજૂએ આવ્યા, ત્યારે પાણીમાં સ્ત્રીઓનું રૂદન સંભળાયું. રડતાં રડતાં કોઇ બોલતું હતું:—"બાપુ ? અમને બચાવો." તરતજ અમે તળાવડીના પાણી પર નજર નાખી. પાણીપર બે સ્ત્રીઓ તરતી હતી. તેઓ કરુણ સ્વરે કહેતી હતી—" બાપુ—અમને બચાવો "આ દેખાવ જોઇ અમારા મનમાં આવ્યું કે નક્કી જળ દેવીઓ અમારી પરીક્ષા કરવા માગે છે. અમે ભકિતપૂર્વક પ્રણામ કરી કહ્યું " માતાજી, સંતાનને શો હુકમ કરો છો ?" તેઓએ રડતાં રડતાં કહ્યું-"બાપુ અમારો છૂટકો કરો; અમારા ધર્મનું રક્ષણ કરો." અમે તેમને ધીરજ આપી કહ્યું, " તમે કશો શક રાખતાં નહિં. મ્હેં મશાલ પકડી, તેઓ ધીમે ધીમે કિનારે થઇ ઝાડ નીચે આવી પહોંચી.

એમ કહી કાર્તિકા રૂપનગરની કાલાદીધિમાં પડેલી તારા ને શ્યામાની વાત વિસ્તારપૂર્વક કહેવા લાગ્યો.

શંકરે પૂછ્યું—"ત્યાર પછી તેઓની શી વ્યવસ્થા કરી ?"

કાર્તિકા તીવ્ર દૃષ્ટિએ પેલી કેદી વ્યક્તિ તરફ જોઇ બોલ્યો— "આ વિશ્વાસઘાતક પિશાચના હાથમાં તેઓને તેમને ઘેર પહોંચાડવા માટે સોંપેલ હતી."

એમ કહી કાર્તિકા વજ્રસમાન ગંભીર અવાજે બોલ્યો—"બોલ, બેઇમાન ! હજુ પણ ખરૂં બોલ ! તને જીવતો બાળતાં છતાં મારો ગુસ્સો શાંત નહિ પડે."

બંદી તરફ જોઇ શંકરે કહ્યું–"મરણ સમયે જૂઠું બોલી શા માટે નરકવાસી થાય છે. કહે, સત્ય વાત કહે ! "

બંદી ગંભીરભાવે બોલ્યો–"મારાં પાપનું ફળ હું જરૂર ભોગવીશ હું કદી ચૂકું નહિ બોલું. મારા ઉપર તેનાં રક્ષણની જવાબદારી નાખી તમે ચાલ્યા ગયા. ત્યારબાદ તેમનાં શરીરપરના દાગીના જોઇ મારૂં મન ચળ્યું. હું તેમને રસ્તો ભૂલાવી બીજે રસ્તે લઇ ગયો."

શંકરે પૂછ્યું—"બીજે માર્ગે જતાં તેમણે આનાકાની ન કરી ?"

બંદી—"મ્હેં તેમને સમજાવ્યું કે મુસલમાનોએ ગામ ઘેર્યું છે; તે જ રાત્રે ગામમાં પ્રવેશ કરતાં ભારે વિપત્તિની સંભાવના છે, તેને સમજાવ્યું કે 'તમે ઘેર જશો તો તમારાં કુટુંબી પણ વિપત્તિમાં આવી પડશે. માટે આજરાત્રે તમે મારી સાથે રહો, કાલે હું તમને ઘેર પહોંચાડીશ.' એ વચનો પર વિશ્વાસ રાખી તેઓ મારી પાછળ પાછળ ચાલવા લાગી. ઘણે દૂર ગયા પછી મ્હેં તેમનાં ઘરેણાં માગી લીધાં. તેમને સમજાવ્યું. રાતને વખતે દાગીના પહેરવાથી કદાચ મુશ્કેલી ઉભી થાય, માટે એ મને સોંપી દો, હું તે સાચવી રાખીશ.' તેઓએ બધા દાગીના મને સોંપી દીધા. દાગીના મારા હાથમાં આવ્યા બાદ હું એકાએક વનમાં અદૃશ્ય થઇ ગયો. ત્યારપછી તેમનું શું થયું, તેઓ ક્યાં ગઇ, તે હું કહી શકું તેમ નથી."

કાર્તિકાએ પૂછ્યું—"કયે રસ્તે ક્યાં તેમને છૂટી મૂકી હતી."

બંદી—"તે માર્ગે, મુર્શિદાબાદની ઉત્તર તરફ જવાય છે. તે માર્ગે જતાં બરાબર પશ્ચિમે મહારાણી ભવાનીના અનાથાશ્રમમાં પહોંચાય છે."

કાર્તિકા—"એ અસહાય રમણીઓને તેં રસ્તે રાત્રિને વખતે મૂકી દેતા તને જરાપણ દયા ન ઉપજી ?"

બંદી—"બીજે દિવસે જ્યારે પશ્ચાત્તાપ થવા લાગ્યો, ત્યારે મ્હેં શોધ કરી પણ તેનો પત્તો ન લાગ્યો. કેટલાંક વર્ષ થયાં હું નાના સ્થાને શોધખોળ કરૂં છું, પણ પત્તો લાગતો નથી."

બંદી સજાનો હુકમ સાંભળવાને કાર્તિકના મુખ સામે જોઇ રહ્યો. કાર્તિકાએ કહ્યું, "કઇ સજા કરવાથી તને બરાબર ફળ મળે તે હું સમજી શકતો નથી. સરકાર તારો ન્યાય કરશે. તું હજુ થોડા દિવસ કેદી તરીકે રહે."

## નવમ પરિચ્છેદ.

### પુત્ર દર્શન

"निवातपद्मस्तिमितेन चक्षुषा, नृपस्य कान्तं पिबतः सुताननम्।
महोदधेः पुरइवेन्दुदर्शनात् गुरुः प्रहर्षः प्रबभूव नात्मनि ॥"

—रघुवंशम्

નાટોરમાં આ શાનો આનંદ-ઉત્સવ છે! રાજમહેલ એકાએક કયાં આનંદથી મુખરિત થઇ રહ્યો છે?

મહારાણી ભવાની સંસાર ત્યાગી થયાં છે; ગંગા કિનારે રહે છે. તો પણ આજે રાજધાનીમાં કેમ પધાર્યાં છે? ચારેતરફ મંગળ વાદ્ય વાગી રહ્યાં છે, ચારેતરફ મંગળધ્વનિ ઉઠી રહ્યો છે. રાજધાનીમાં આજે કયો નવીન મહોત્સવ મચી રહ્યો છે?

મહારાજ રામકૃષ્ણને એક પુત્ર જન્મ્યો છે. તે પુત્ર-નવકુમારને અન્નપ્રાશનનો ઉત્સવ આજે ભારે દબદબાપૂર્વક શરુ થયો છે.

પૌત્રનું મુખ જોઇ મહારાણી ભવાનીને આજે કેટલો બધો આનંદ થાય છે. મહારાણી ભવાની જે સંસારને વિષવત્ માની તજી ગયાં હતાં, તેજ સંસાર 'નવકુમારનાં' મુખને જોતાં આજે રમ્ય, સુંદર બની ગયો છે. મહારાણી ભવાની વારંવાર નવકુમારનાં મુખ તરફ જૂએ છે, અને સંસારમાં પડવાની વારંવાર ઇચ્છા કરે છે.

મહારાણી ભવાની આ વખતે માત્ર એક દિવસને માટે નાટોર આવ્યાં હતાં, પણ પૌત્રને જોતાં જોતાં અઠવાડીઉં વીતી ગયું છે. નવકુમારના જન્મોત્સવ અને અન્નપ્રાશનના ઉત્સવને લીધે ઘણા દિવસ સુધી રાજધાની આનંદ કોલાહલથી પરિપૂર્ણ થઇ રહી છે.

નવકુમારને જોવા આવતાં મહારાણી ભવાની કુમારના ગળામાં એક સુંદર સ્વર્ણપદક પહેરાવી ગયાં છે તે પદકમાં મધ્ય સ્થળે હીરાજડિત અપૂર્વ ગોપાલ મૂર્તિ ઝગઝગે છે. તે પદક ભારતીય શિલ્પકળાનો આબાદ નમુનો છે.

સુંદરી નવકુમારને ખોળામાં લઇ વારંવાર કુમારના મ્હોં સામું જોયા કરે છે, અને વખતોવખત પેલી ગોપાલ મૂર્તિ સામું જોઇ દિંગ થઇ જાય છે. તે જોતાં જોતાં એટલી બધી તન્મય બની જાય છે કે ગળામાંથી ગોપાલમૂર્તિ અને ખોળામાંનો ગોપાળ એક બની તેની આગળ અભિન્ન મૂર્તિ ધારણ કરે છે. કોઇ વખત એ મૂર્તિનું ધ્યાન કરતાં કરતાં વિચારે છે કે આ ગોપાળે જ મારે ત્યાં બાળક રૂપે જન્મ લીધો છે, કોઇ વખતે વળી વિચાર જૂદે રસ્તે વળે છે; સુંદરી પદકમાંની ગોપાળમૂર્તિ તરફ નજર કરી કાતર કંઠે કહે છે—ભગવન્! કરૂણામય! મારો ગોપાળ તમારી દયાથી કદીપણ વંછિત ન થજો."

સુંદરી વિચાર કરે છેઃ આ બાળક અને મારા પતિ દેવતાનું રૂપ એકજ છે, આકાર એકજ છે, માટે પુત્ર મુખ જોતાં સ્વામીનું દર્શન આપોઆપ થઈ જાય છે.

સુંદરી પુત્રને ખોળે લઇ ઓરડામાં બેસી પુત્રનું મુખ જોવામાં તન્મય બની ગઈ છે; અકસ્માત્ મહારાજ રામકૃષ્ણ ત્યાં આવી પહોંચ્યા. પહેલાં તો તેનાં પગલાં સાંભળતાં જ સુંદરી ચકિત દૃષ્ટિએ તેના આગમનની પ્રતિક્ષા કરતી હતી. પરંતુ આજ તેનાં આગમનથી સુંદરી ચમકી નહિ.

ઓરડામાં આવતાં આવો ભાવવિપર્યય જોતાં મહારાજ રામકૃષ્ણ નવાઇ પામ્યા. ધીરે ધીરે પાસે આવી અભિમાન વ્યંજક સ્વરે પૂછ્યું, સુંદરી હું આવ્યો છું. "મારા તરફ નજર પણ નહિ કરે?"

સુંદરી પુત્રને બાથમાં લઈ ઉભી થઇ ગઇ; શરમથી નીચું જોઇ કહ્યું, "આપ ક્યારથી આવ્યા છો; મને તો જરાએ ખબર ન પડી."

રામકૃષ્ણ—"પુત્રનું મુખ જોતાં મને વિસરી જવા લાગી છે?"

સુંદરી મનમાં બોલી—"નાથ આ બાળકનાં મુખપર આપની છબી પ્રતિફલિત થએલી છે. તેથીજ હું એનું મુખ જોતાં તમારા ધ્યાનમાં ભાન ભૂલી જાઉછું."

વિચાર કરતાં કરતાં ખોળામાંના બાળકનાં મુખ સામે જોઈ હર્ષભેર સુંદરી બોલી ઉઠી, નાથ, જૂઓ, જૂઓ, કેવું સુંદર મુખડું છે. આ મુખપર આપની છબી કેવી સુંદર પ્રતિફલિત થઇ રહી છે!"

રામકૃષ્ણ—"તેથી જ તું મને વિસરી જવા લાગી છે?"

સુંદરી જવાબ આપતાં સંકોચ પામવા લાગી; તે મનમાં બોલી—"નાથ! હવે તમે મારા મનમાં છતાં અંતર–બહાર સર્વત્ર છો.

જ્યારે બહાર જાઓ છો ત્યારે મને છોડી દૂર રહો છો પરંતુ આ બાળકમાં હું તમને જોઈ રહી છું !"

સુંદરીને નિરુત્તર જોઈ રામકૃષ્ણે કહ્યું-"આજકાલ સુંદરિ ! તમારા તરફ જરા પણ પ્રેમ જણાતો નથી. તારો બધો પ્રેમ અત્યારે વિશ્વનાથ પર રેડાયો છે.

અન્નપ્રાશન વખતે નવકુમારનું નામ 'વિશ્વનાથ' રાખ્યું હતું. મહારાજ રામકૃષ્ણે તેથીજ તેને 'વિશ્વનાથ' નામે સંબોધ્યો.

સુંદરીના મનમાં દુ:ખ થયું. પોતાના વહાલા કુમારને ઉદ્દેશી મહારાજ આમ કહેછે, તે સાંભળી સુંદરીને થોડું ખોટું લાગ્યું.

બાળકના મ્હોં સામું જોતી જોતી સુંદરી વ્યથિત સ્વરે બોલી:-"આ સુંદર સરલ મુખને જોઈ તમને જરાપણ માયા ઉપજતી નથી ?' બોલતાં બોલતાં સુંદરીનાં આંખોનાં ખુણા જળથી ઉભરાયા.

સુંદરી આટલી બધી કેમ દીલગીર થઇ, મહારાજ તે સમજી શકયા નહિ. આથી જરા શરમાઇ બોલ્યા." સુંદરી એટલામાં રડવું આવ્યું કે ? તું શું એમ ધારે છે કે તારા વિશ્વનાથનું આ સુંદર મુખડું મારા પ્રાણમાં આનંદ ઉભરાવતું નથી ? તું શું એમ ધારે છે કે તારા કરતાં હું કુમારને ઓછો ચાહું છું ? તું નક્કી યાદ રાખ કે કુમાર મારા આનંદનો ઝરો છે."

પોતાના પ્રાણ સમાન વ્હાલા કુમારને મહારાજ આટલો ચાહે છે, તે સુંદરીથી અજાણ્યું હતું. આ વખતે પતિને મ્હોડે એ વાત સાંભળી સુંદરીના આનંદનો પાર ન રહ્યો સુંદરીએ કહ્યું-"નાથ ! કુમાર એટલો બધો સુંદર છે કે તેને કોઇ પણ તરછોડી શકે તેમ નથી. હું તો તેના મુખ સામું જોઇ ગાંડી બની ગઇ છું."

મહારાજના મનમાં વળી નવો ઘા પડ્યો! મહારાજે પૂછ્યું! વારૂ સુંદરિ! ખરેખરૂં કહેજે અત્યાર સૂધી તું મને જેટલું ચાહતી હતી તેટલુ હવે ચાહે છે?"

સુંદરી–"નાથ એ વાત શા માટે પૂછો છો?"

રામકૃષ્ણ–"કેમ પૂછું છું? મ્હને લાગે છે કે હવે પ્રથમ જેટલું ચાહતી નથી. અત્યાર સૂધી તું મને જેટલું ચાહતી હતી, તેના અત્યારે બે ભાગ થઇ ગયા છે. કેટલોક પ્રેમ પુત્ર મેળવે છે ને કેટલોક હું. કેમ સુંદરિ ખરૂં કે નહિ!"

સુંદરી–"નાથ, ખરૂં કહો છો. પુત્રના મુખ સામું જોઇ હું સંસારની બધી ચિંતા–બધી જ્વાળા વિસરી જાઉં છું પ્રથમ આપને જોઇ હું જેવી ગાંડી બની જતી, તેવીજ ગાંડી આ પુત્રને જોઇ બની જાઉં છું. જૂઓ! જૂઓ! તેનું સુંદર મુખડું!"

પતિ પત્નિ બંને પુત્રનાં મુખ સામું જોઇ રહ્યાં. સુંદરી પ્રતિનું અભિમાન ગળી ગયું. બંને કુમારના મુખ સામું જોઇ રહ્યાં! વખતે વખતે એકબીજાનાં મુખ સામાં જોવા લાગ્યાં.

મહારાજ રામકૃષ્ણને દુનિયા આનંદમય જણાવા લાગી. સુંદરી રૂપી સંસારનું જે એક બંધન હતું, તેના પર પુત્ર રૂપી બીજું બંધન બંધાયું.

રામકૃષ્ણના મનમાં પ્રશ્ન ઉઠ્યો–"કોણ કહે છે કે સંસાર નિરાનંદમય છે! તેનો મને આપો આપો તે પ્રશ્નનો જવાબ આપો" જેના સંસારમાં આવી શાન્તિ સ્વરૂપિણી સ્ત્રી છે, જેના સંસારમાં આવો નયનના આનંદને વધારનારો પુત્ર છે! તેની આગળ સ્વર્ગનું સુખ તુચ્છ છે. તેનો સંસાર–મૃત્યુ લોકમાં અમરાવતી છે."

## દશમ પરિચ્છેદ.

### ક્યાં ?

શોધે ઘરે ઘરે, નગરે નગરે
શોધે વન ઉપવન,
શિખરે, ગહ્‌વરે પાચીરે પ્રાન્તરે,—
નિશાન્તે આ શું સ્વપ્ન—

નવીનચંદ્ર.

---

એક ભિખારી ગાયન ગાતો હતો; ભિખારી ગાતો હતોઃ-

રામ દુરી માયા બઢાત ઘટતિ જાન મનમાહ ।
દુરી હોતિ રવિ–દૂરી લખિ શિરપર પગતર છોંહ ॥

ભિખારી નાચતો નાચતો એકતારો બજાવી ગાયન ગાતો હતો. દરવાનો એકાગ્રચિત્તે સાંભળતા હતા.

પ્રભાતના પહોરના જ્યારે ભિખારીના મધુર કંઠસ્વર ગુંજી રહ્યો હતો, તે વખતે મહારાજ રામકૃષ્ણ દરવાજાથી થોડે દૂર ખાઇ પાસે ફરતા હતા. અકસ્માત્ સંગીત ધ્વનિ કાનમાં પેઠો.

કેવો મધુર કંઠસ્વર ! સંગીતની લહરીથી પ્રાણ નાચવા લાગ્યો. આ સંગીત ઘણા વર્ષો પહેલાં એક વખત સાંભળ્યું હતું. ગાયનનો દરેક શબ્દ મહારાજના હૃદયમાં પ્રવેશ કરવા લાગ્યો. આજે ભિખારીના મધુર

કે પાછું પૂર્વશ્રુત ગાયન સાંભળાતાં મહારાજના મનની કેટલીએ સુપ્ત સ્મૃતિ જાગ્રત થઈ.

ગાયક ગાવા લાગ્યો.

"રામ દૂરી માયા બઢતિ, ઘટતિ જાન મન–માહ."

આવૃત્તિની શાથે સાથે મહારાજ વિચારવા લાગ્યા–કેવી સરલ સુંદર સત્ય વાણી ! રામચંદ્ર દૂર રહેતાં માયા વૃદ્ધિ પામે છે; તે હૃદયમાં રહે છે ત્યારે માયા પલાયન કરે છે. "

ગાયક ગાયા લાગ્યો.

દૂરી હોતિ રવિ–દૂરી લખિ,
શિરપર પગતર છાંહ.

મહારાજ વિચારવા લાગ્યા. "સત્ય, સારસત્ય ! સૂર્યદેવ દૂર હોય છે ત્યાં સુધી છાયા વધે છે. તે જ્યારે મસ્તક પર આવે છે ત્યારે છાયા પદતળે આળોટે છે.

ગાયક, આનંદ પ્રસરાવી, ઇનામ મેળવી ભિખારી ચાલ્યો ગયો. પરંતુ ગાયનનો સૂર, ભાવ અને લહરિએ કુમારનું હૃદય તથા મન જીતી લીધું. તેને જણાવા લાગ્યું: માયા ! ફક્ત માયા ! માયાથી બંધાઈ હું બધું ભૂલી ગયો."

હૃદયમાં દારુણ સંગ્રામ મચ્યો. સંસાર એટલે માયાનું બંધન ! માયાપાશ ન તૂટે તો ભગવાનનું સાનિધ્ય કદી ન ઘટે.

તે દિવસે કામકાજમાં મહારાજનું મન ન ચોંટ્યું. તે દિવસે વળી

જપ-તપ-આરાધનામાં વિઘ્નો આવવા લાગ્યાં. દરબાર ભરાયો છે; પારિષદો ઉપસ્થિત થયા છે. પ્રતિહાર સંવાદ લઇ આવ્યો; મહારાજે તે સંવાદ નાકબૂલ કર્યો. સુંદરીના ખોળાપર વિશ્વનાથને જોયો; પણ તેમ માયાનું બંધન માની હૃદય તેનાથી દૂર નાસવા લાગ્યું ! બાળકનું સુંદર મુખ; તે મુખપરનું સુંદર હાસ્ય, સ્વર્ગની શોભા પસરાવવા લાગ્યું. તે મુખનું તે હાસ્ય આજે બંધન જણાવા લાગ્યું. રાજૈશ્વર્ય, ધન સંમ્પદ, બધું બંધન ! મહારાજ જે તરફ દૃષ્ટિપાત કરવા લાગ્યા, તે તરફ બંધનોની સેંકડો સાંકળો જણાવા લાગી.

સંધ્યાકાળના આરંભ વખતે પુષ્પોદ્યાનમાના મર્મર આસન પર બેસી મહારાજ ખાઇનો લહરિમય જલરશિ જોઇ રહ્યા. તેને જણાયુંઃ-કલનાદિની કાલિન્દી, બંને કાંઠા પલાળતી, કલકલ્લોલ કર-તી ચાલી જાય છે. પૂર્ણિમાના પ્રસ્ફુટ ચંદ્રાલોકથી તેનાં સ્ફટિક સ-માન સ્વચ્છ નીલજલમાં મણિ મરકતની શોભા બતાવી રહી છે. કિનારે તાલ-તમાલનાં ઝાડો તૃષાતુરની માફક જોઈ રહી હતાશ થઇ જાય છે.

અકસ્માત્ નિધુ વનમાં કદંબની નીચે વાંસળી વાગી ! યમુના આનંદમાં ગરક થઇ ! ગાંડી યમુના ઉલટી વહેવા લાગી, યમુના ! તેતો સ્વર્ગની શોભા બતાવી.

વધુ વખત સારૂં ન લાગ્યું. મહારાજ રામકૃષ્ણ ઉઠયા. વળી નવીન ચિંતાએ હૃદય શોકાતુર બનાવી દીધું. સુંદરીનું સુંદર મુખડું મને પડ્યું ! વિશ્વનાથનું સુંદર, સરલ, હાસ્યમય મુખડું નજરે પડ્યું, સુખસૌભાગ્યની અલૌકિક છબી દૃષ્ટિ પથપર પસરાઇ ગઇ.

પરંતુ ક્ષણ માત્રમાં એ ભાવ ફેરવાઇ ગયો. કલ્પના રૂપી નેત્રે અતીતનું એક દિવ્ય ચિત્રપટ દોર્યું.

સામે સોનાના પુતળા રૂપી પ્રાણસ્વરૂપ પુત્ર, પદપ્રાંતે પતિગત પ્રાણાસાધ્વી સતી ગોપા; દૂરથી કોઇ પોકાર કરે છે—' સિદ્ધાર્થ ! પાછો ફર; તારી આગળ વિશાળ કર્મક્ષેત્ર પડયું છે ! ' રાજ્ય, ઐશ્વર્ય, સ્નેહ, મમતા, બધું દૂર નાખું; જીવનાં જન્મ, મરણ, ઘડપણ અને વ્યાધિનો નાશ કરવા રાજપુત્ર ત્યાગી થયો.

દૃષ્ટિ જરા પાસેસરાણી, રામકૃષ્ણના મનમાં એક નવી છબી ચિતરાઇ.

નવદ્વીપનો ગૌરચંદ્ર, પ્રતિભાનો પૂર્ણચંદ્ર, વ્યાકૂળતાના જેવા સુંદર આદર્શથી કૃષ્ણ પ્રેમમાં પાગલ થઇ ગયો ! રામકૃષ્ણની આંખોમાંથી દડ દડ કરતી આંસુની ધાર ચાલી.

•રામકૃષ્ણે મનમાં કહ્યું—"તેજ બંસી, તેજ આહ્વાન, તેજ આદર્શ બધાંની સામે છે. પ્રાણ ! હજુ પણ પાગલ ન થઇ શક્યો ! "

ધીમે ધીમે અંધકારે પોતાનું સામ્રાજ્ય ફેલાવ્યું, દૂર ગગનના છેડાપર એકાદ બે નક્ષત્ર ઝગમગવા લાગ્યાં. દક્ષભુજાના મંદિરમાં થતી આરતીનો નિનાદ સંભળાવા લાગ્યો. રામકૃષ્ણ ધીરે ધીરે અંદર જવા લાગ્યા. મનમાં એકજ વિચાર થતો હતો. પ્રાણ ! હજુ પણ પાગલ થઇ શક્યો નહિ ! "

* * * * *

બીજે દિવસે સવારમાં રાજપુરી દુશ્ચિન્તાના તરંગથી ઉછળવા લાગી, રાત્રિ પૂરી થયે સુંદરીએ સ્વપ્ન જોયું. એક જ્યોતિર્મય પુરૂષ મહારાજનો હાથ પકડી તેને ક્યાંઈ લઇ જાય છે. સુંદરી સાંભળી શકી કે એજ જ્યોતિર્મય પુરૂષ મહારાજને સંસાર તજવાનો ઉપદેશ આપે છે. તે કહે છે,–મૂઢ જીવ ! મિથ્યા માયાનાં બંધનમાં પડી શા માટે સંસાર સાગરમાં ડુબકાં ખાય છે ? જો મુક્તિની ઇચ્છા હોય, જો શાંતિ મેળવવાની ઇચ્છા હોય, તો આવ મારી સાથે, હું રસ્તો બતાવુંછું ' એમ કહી મહારાજને જાણે મંત્રમુગ્ધ કર્યા હોય તેમ તે તેને દોરી જાય છે.

સ્વપ્ન જોઈ સુંદરી પથારીપર બેઠી થઇ ગઇ. તેણે જોયું કે મહારાજ નથી, મહારાજની દૂધના ફીણ જેવી કોમળ પથારી ખાલી છે.

હૃદય કંપવા લાગ્યું. બેબાકળી થઇ પથારી છોડી નીચે ઉતરી, બારણાં તરફ નજર કરી, બારણાં ખુલ્લાં હતાં, ત્યારે શું મહારાજ પુષ્પોદ્યાનમાં હશે ?

સુંદરી બારી વાટે બગીચામાં જોવા લાગી, પરંતુ કોઇને જોઇ શકી નહિ. રાત્રિ પૂરી થવા આવી હતી. નિશાની શોભા નક્ષત્ર મંડળ ધીમે ધીમે મ્લાન થતાં જતાં હતાં. ઉદ્યાનમાંના પુષ્પો રાત્રિએ પડતી ઝાકળથી ભીંજાઇ જાણે અશ્રુ પાડતાં હોય તેમ જણાતાં હતાં.

મહારાજ ક્યાં ગયા ?

સુંદરીએ મનમાં વિચાર કર્યો—"આવી રીતે તેઓ કદી પથારી છોડતા નથી ! ત્યારે તે ક્યાં ગયા હશે ?"

સુંદરીએ સહચરીઓને બોલાવી પૂછ્યું. ' સહચરીઓ જવાબ આપી શકી નહિ. રૂદ્રનારાયણ ઠાકુરને કાને આ વાત પહોંચી, તે ચારે તરફ તપાસ કરવા લાગ્યા. પરંતુ પત્તો ન લાગ્યો.

અંતઃપુર, બહાર, ઉદ્યાનમાં કે બેઠકમાં ક્યાંએ પત્તો ન લાગ્યો. હજુરીઆઓને પણ પત્તો ન લાગ્યો. કુટુંબીઓમાં પણ પત્તો ન લાગ્યો ! રાજ મહેલમાં ક્યાંએ પત્તો ન લાગ્યો ! ત્યારે તે ક્યાં ગયા ?

સુંદરીએ વિચાર્યું—આજે મ્હેં તેમને આખો દિવસ દીલગીર જોયા છે, મ્હેં તેજ વખતે તેનું કારણ કેમ ન પૂછ્યું ? ત્યારે શું મારીજ કંઇ ભૂલ થઈ હશે ? તેથીજ શું તે અતિ માનભર્યા ચાલ્યા ગયા ? "

સુંદરી, પુત્રનાં મુખ સામું જોઇ મનમાં મનમાં પૂછવા લાગી—"આ! સુંદર બાળક, કે જે સ્વર્ગીય પુષ્પની પેઠે મહેલને પુલકિત કરી રહ્યું છે, તેને તજી તેઓ ક્યાં ગયા હશે ? "

સુંદરીની આંખોપર અંધકાર છવાયો.

રૂદ્રનારાયણ ઠાકુર કામકાજની અનિયમિતતા બાબત વિચારવા લાગ્યા, મહારાણી ભવાનીની પાસે ખબર મોકલ્યા. ચારે તરફ શોધખોળ થઇ.

મહારાજ ક્યાં ગયા ? એ રાજપુરી, રાજૈશ્વર્ય, સુખસંપદ બધાં એકત્ર મળી આજે તેને પોકાર કરી બોલાવવા લાગ્યાં-" મહારાજ ક્યાં ગયા ! "

—(૦)—

# રાજા રામકૃષ્ણ

ખણ્ડ પાંચમો.

असक्तबुद्धिः सर्वत्र जितात्मा विगतस्पृहः ।
नैष्कर्म्यं सिद्धिं परमां संन्यासेनाधिगच्छति ॥
श्रीमद्भगवद्गीता.

જેની બુદ્ધિ સર્વત્ર આસક્તિ રહિત છે, જે જિતાત્મા છે, ફળની સ્પૃહા રહિત છે, તે સંન્યાસદ્વારા સર્વ કર્મ–નિવૃત્તિરૂપ સિદ્ધિ મેળવે છે.

ॐ तत्सत् परमात्मने नमः

# જનની પૂજન.



જન્મભૂમિ ! તુજ ચરણભૂમિ વંદન કરી વારંવાર,
વિનવીએ કર માતા ઉદ્ધાર,
અમારો જીવન મંત્ર ઉચ્ચાર...જન્મભૂમિ !

પૂનિત પ્રભાતે ભાગ્ય રવિનો ઉદય તેજ અંબાર,
સ્વદેશ વત્સલતાના કિરણો ફેંકી અપરંપાર.
અમારો જીવન મંત્ર ઉચ્ચાર.
વિનવીએ કર માતા ઉદ્ધાર...જન્મભૂમિ !

સ્વતંત્રતાના શુદ્ધ ગગનમાં મેઘધનુષ ટંકાર,
અમિવૃષ્ટિ સૃષ્ટિમાં વરસે 'સ્વરાજ્ય' નો જયકાર.
વિનવીએ કર માતા ઉદ્ધાર.
અમારો જીવન મંત્ર ઉચ્ચાર...જન્મભૂમિ !

દેવદત્ત ઠા. તારકસ.

# રાજા રામકૃષ્ણ.



## પ્રથમ પરિચ્છેદ.

### દેશની અવસ્થા.



"With fire and sword the country round was wasted far and wide."

—Southey.



થોડાં વર્ષોમાં કેટલું બધું પરિવર્તન થઈ ગયું. કેટલાએ કરોડપતિ ભીખારી થઇ ગયા. અને કેટલાય દરિદ્રી કરોડપતિ બની ગયા.

મહારાજ નંદકુમારને ફાંસીની સજા થઇ છે. કોઇ એ બનાવથી આનંદ પામ્યું, કોઈ દીલગીરીથી આંસૂ પાડવા લાગ્યા.

મોહની છલનાથી મણિબેગમ નિચોવાઇ જવા લાગી. આ તરફ "મધર ઓફ ઇસ્ટ ઇંડિઆ કંપની; અર્થાત્ ઇસ્ટ ઇંડિઆ કંપનીના નામથી તેનાં માનનાં નગારાં વાગવા લાગ્યાં.

પ્રાણ અને પૈસાને માટે ચારે તરફ પ્રાણઘાતક દાવ રમાવા

લાગ્યા. રાષ્ટ્રવિપ્લવનાં અવશ્યંભાવી ફળો ગામડે ગામડે જણાવા લાગ્યાં. દેશના કુલીનવંશજો દિન પ્રતિદિન નિર્બળ થવા લાગ્યા. બીજી તરફ સમયના સ્રોતમાં તણાતા આધુનિક માણસો ધીમે ધીમે માથું ઉંચું કરી ગર્વપૂર્વક હરવા ફરવા લાગ્યા. એક તરફ રાજ કર્મચારીઓનો અત્યાચાર અને બીજી તરફ લુટારૂઓનો ત્રાસ, જન સાધારણ ચારે તરફનાં દુઃખથી પિસાવા લાગ્યો.

ઈ. સ. ૧૭૭૨ થી ૧૭૮૫ સુધી હેસ્ટિંગ્સ ઇસ્ટ ઇંડિઆ કંપનીના ગેવર્નર જનરલના પદપર હતો. તેનાં અપકૃત્યોની કથા વાચકોથી ક્યા અજાણી છે ? તેનાં અપકૃત્યો સંબંધમાં કેવળ ભારતમાંજ નહિ, પણ ઇંગ્લાંડમાં પણ ભારે ચળવળ ચાલી હતી. અને તે ચળવળથી પાર્લામેન્ટ કંપી ઉઠી હતી. તેનાં અપકૃત્યો સંબંધી ડિરેક્ટરની સભાએ ભારે ઠપકો લખી મોકલ્યો. એ પત્ર મળતાંજ હેસ્ટિંગ્સને રાજીનામું આપવું પડ્યું. રાજીનામું આપ્યા પછી પણ લગભગ બે વરસ હેસ્ટિંગ્સ દેશમાં રહ્યો હતો. તે વખતે લગભગ વીશ માસ સુધી સર જોન મેકફર્સન નામના એક સિવિલિયને અસ્થાયીભાવે ગવર્નર જનરલનો હોદ્દો લીધો હતો. ત્યારબાદ ઈ. સ. ૧૭૮૬ માં લૉર્ડ કૉર્નવૉલિસે બધો કારભાર હાથમાં લીધો. કુળવાન વંશના અંગ્રેજોમાંથી પ્રથમ તેજ ભારતવર્ષના ગવર્નર-જનરલ અને સેનાપતિ થઈ હિંદમાં આવ્યો હતો.

ભારતવર્ષમાં ઇસ્ટ ઇંડિઆ કંપનીના શાસનના ઇતિહાસમાં હેસ્ટિંગ્સે જે કલંકની કાળાશ પૂરી હતી, તે કાળાશ ધોઇ નાખવાને લૉર્ડ કૉર્નવૉલિસે પ્રયત્ન કર્યો. ઇ. સ. ૧૭૯૧ સુધી ઇસ્ટ ઇંડિઆ કંપનીને નાના પ્રકારની અશાન્તિથી મુંઝાવું પડ્યું હતું. યુદ્ધ અને

દંગાફિસાદે ચારે તરફ પોતાનો પ્રભાવ વિસ્તાર્યો હતો. કરની વસુલાત કરવામાં બહુજ અનિયમિતતા ફેલાઈ રહી હતી. ઇ. સ. ૧૭૮૧ માં બધો દંગોફિસાદ પતી ગયો. લગભગ તેજ સમયથી હિંદનો ગવર્નર જનરલ લગભગ સ્વતંત્રપણે કામ કરવાને શક્તિમાન થયો. કર વસુલ કરવા સંબંધમાં 'સુપ્રિમકોર્ટ'ની સત્તા ચોથી થઇ ગઇ.

ઇસ્ટ-ઇંડિઆ-કંપનીની શાસન વ્યવસ્થામાં લૉર્ડ કૉર્નવૉલિસે મોટામાં મોટા ત્રણ સુધારા કર્યા છે. તેણે જોયું કે કંપનીના અમલદારોમાંનાં ઘણા ખરા લાંચીઆ છે; અને તેથી બ્રિટિશ જાતિનું ગૌરવ ધીમે ધીમે ઘટતું જાય છે; તેણે 'પબ્લિક સર્વિસ'નાં અર્થાત્ કંપનીના નોકરોનાં કાર્ય સંબંધી કેટલા નિયમો ઘડ્યા. નોકરોનો પગાર વધારી દીધો; તેઓ લાંચ ન લે માટે લાંચ લેવાનો રસ્તો બંધ કર્યો.ત્યારપછી લૉર્ડ કૉનવૉલિસે ન્યાય અને શાસન સંબંધમાં નાના પ્રકારની વ્યવસ્થા કરી. હેસ્ટિંગ્સના સમયમાં દરેક જિલ્લામાં એકેક સાહેબ મુખ્ય કારભારી તરીકે નીમાયો હતો. તેજ દિવાનીને ફોજદારી બંને પ્રકારના કાર્યો કરતો. કૉર્નવૉલિસે તે દિવાનીને ફોજદારી વિભાગ જૂદા કરી જજ ને કલેક્ટર એમ બે પ્રકારની પદવીઓ કરી. મુન્સફ, દારોગો, વગેરે પદવી તેજ વખતે સરજાઈ લૉર્ડ કૉર્નવૅલિસનું ત્રીજું સહુથી મોટું કામ જમીનનો ચિરસ્થાયી બંદોબસ્ત એ છે. જમીનનું મહેસૂલ એજ કંપનીની મોટી આવક હતી. હેસ્ટિંગ્સના સમયમાં વરસે વરસે એ બાબતનો બંદોબસ્ત થતો. તે વખતે જે વધૂ કર વસુલ કરી આપવાનું માથે લેતો, તેને જમીનદારી આપવામાં આવતી. તેથી વધઘટ બહુ થવા લાગી. કોઇ વખતે આવક લગાર વધતી ખરી, પણ એકંદર આવક ઘટતી ગઇ.

વિલાયતની ડિરેકટર સભાના અભિપ્રાય મુજબ ઇ. સ. ૧૭૮૬ માં લોર્ડ કોર્નવૉલિસે પ્રથમ 'દસસાલી' બંદોબસ્ત કર્યો. એ બંદોબસ્તથી જમીનદારો દશ વર્ષને માટે જમીનદારી લેવાને શક્તિમાન થયા. એ વ્યવસ્થાથી થોડા દિવસમાં સારૂં ફળ આવ્યું; તેથી સમજાયું કે જમીનદારી લાંબાકાળ માટે આપવી એજ સારૂં છે. આથી ઇ. સ. ૧૭૯૩ માં લોર્ડ કોર્નવૉલિસે 'ચિરસ્થાયી બંદોબસ્ત' કર્યો. તેમાં નક્કી થયું કે બંગાળાના જમીનદારો નક્કી કરેલું મહેસુલ આપી હમેશને માટે જમીનદારી ભોગવી શકશે.

આ પ્રકારની ગડમથલથી નાટોર રાજ્યની શાસન વિધિ પણ ફેરવાઈ. પહેલાં નાટોરમાં કારાગૃહ હતું. રાજ્યના દિવાનીને ફોજદારી બંને પ્રકારના મુકદમામાં નોટોરાધિપતિને સંપૂર્ણ સત્તા હતી. ઇ. સ. ૧૭૯૩ થી નાટોરનો એ અધિકાર ગયો. વખતે નાટોરમાં રાજશાહી જિલ્લાની વરિષ્ટ અદાલત અને મુખ્ય મથક સ્થપાયું ત્યારથી ઇ. સ. ૧૮૨૧ સુધી નાટોરજ રાજશાહી જિલ્લાનું મુખ્ય મથક ગણાતું. તે વખતે નાટોર પાસેની નારદનદમાં પૂર આવતાં નગર બહુજ અસ્વાસ્થ્યકર થઇ જતું; તેથી જિલ્લાની સદર કચેરી નાટોરથી પદ્માના કિનારે આવેલ રામપુર જતી રહી. તે તો પછીની ઘટના છે. અમે જે સમયની વાત કરીએ છીએ, તે વખતે તો નાટોરનું ગૌરવ અત્યારના જેવું નષ્ટ થયું નહોતું.

ગમે તેમ હો, પણ નાટોર રાજ્યનો પાયો તો એ મુદત પહેલાં પણ ખળભળ્યો હતો. એ વખતે ઉત્તર ભાગમાં દેવીસિંહ વગેરેએ લીધેલા મહેસુલ વસુલ ભયંકર ઉપાયોથી અને દસ્યુઓના ત્રાસથી લોકો ત્રાસી ગયાં હતાં જેમ ઉત્તર બાજૂએ તેવુંજ દક્ષિણ બાજૂએ

હતું. દક્ષિણમાં યશોહર જિલ્લામાં એ વખતે ગળીવાળા સાહેબો આવી પહોંચ્યા હતા. તેઓની મરજી મુજબની વર્તણુકથી અને નાટોરના અમલદારોની વિશ્વાસઘાતકતાને લીધે તે બાજૂએથી પણ મહેસુલ વસૂલ થતું નહિ. તેમાં પણ મહારાજ રામકૃષ્ણ કામકાજમાં ધ્યાન ન આપતા હોવાથી તેમની સહી વિના કામ અટકતું હતું. રૂદ્રનારાયણ ઠાકુર ઘણા પ્રયત્ને તેમનું કાર્ય કરતા હતા; પણ અત્યારે પાછું વિઘ્ન આવ્યું. મહારાજ ગુમ થયા! ચારે તરફ શોધખોળ. ચાલી "મહારાજ ક્યાં ગયા?"

## દ્વિતીય પરિચ્છેદ

### વિપત્તિમાં.

"It droppeth as the gentle rain from Heaven Upon the place beneath."

—Shakspeare.

મુસાફરે પૂછ્યું—"આપ શા માટે રડો છો? આપના ખોળા પાસે આ કોનું મુડદું છે?"

અપરિચિત કંઠસ્વર સાંભળી ચમકી ઉઠી ગૃહસ્થે પૂછ્યું—"આપ કોણ છો! ક્યાંથી આવો છો?"

મુસાફર—"હું બ્રાહ્મણ છું."

ગૃહસ્થને લાગ્યું કે નક્કી મારૂં રૂદન કોઇ દેવતાના કાન સુધી પહોંચ્યું છે. ગૃહસ્થે ગળગળે અવાજે કહ્યું:—" મહાશય ! આપ મારી માની અગ્નિ સંસ્કારની ક્રિયા કરવામાં મદદ કરશો ? "

ગૃહસ્થ વધુ બોલી શક્યો નહિ. શોકથી તેનો કંઠ રૂંધાઇ ગયો.

મુસાફરે આશ્વાસન આપી કહ્યું—" કેમ ? તમને શાનો તોટો છે ? ખરચપત્ર જોઇએ છે ? "

ગૃહસ્થ—'ના, ખરચપત્ર તો છે. મારી માને અગ્નિસંસ્કાર કરવાને માણસો મળતા નથી."

મુસાફર—"કેમ, આ ગામમાં બ્રાહ્મણો નથી રહેતા !"

ગૃહસ્થ—"રહે છે, અમારી જ્ઞાતિનાજ છે. "

મુસાફર—"તેમને ખબર કેમ આપી નથી ?

ગૃહસ્થ—"ખબર નથી આવ્યા ! બપોર પછી મારી મા મરણ પામી, તરતજ મ્હેં ખબર મોકલ્યા. પરંતુ તેઓ મને મદદ" કરવા આવતા નથી."

મુસાફર—"ન આવવાનું કારણ શું ? બ્રાહ્મણપર આવું સંકટ આવી પડેલું જોઇ કોઇ પણ બ્રાહ્મણનો બચ્ચો નચિંત રહી શકે નહિ."

ગૃહસ્થ—"મારા જાતિ ભાઇઓને આ બાબતમાં દોષ આપી શકતો નથી, તેઓ મારા પ્રત્યે શત્રુતા રાખે છે ખરા; પરંતુ મારા આ વિપત્તિના સમયમાં તેઓ કદી નચિંત રહી શકે નહિ."

મુસાફર—"ત્યારે તેઓ કેમ નથી આવ્યા ?"

ગૃહસ્થ—"રાજાની બ્હીકથી !"

"રાજાની બ્હીકથી !" મુસાફર ચમકી ઉઠયો.

સંધ્યાના અંધકારમાં મુસાફરનું મુખમંડલ ઢંકાએલું હતું; આથી ગૃહસ્થ મુસાફરનો ભાવવિપર્યય જાણી શકયો નહિ. પરંતુ મુસાફરને ગુપચુપ જોઇ પેલા ગૃહસ્થે કહ્યું, "આપને વિશ્વાસ આવતો નથી ? હું ખરૂં કહું છું. રાજાની બ્હીકથીજ મારી જ્ઞાતિ મને મદદ કરવા આવતી નથી !"

મુસાફર—"કયા રાજાની વાત કહે છે ?"

ગૃહસ્થ—"અહિં તે બીજો કયો રાજા હોય ? આપ કયાં રહો છો ? આપ જાણીતા નથી કે નાટોરના રાજાના હુકમથી હું ઘણા રોજ થયાં જ્ઞાતિ બહાર થયો છું."

મુસાફર—"નાટોરનો રાજા ! કયો રાજા ! રાજા રામકૃષ્ણની વાત કરો છો ?"

ગૃહસ્થ—"તે પોતે નહિ તો તેનો અમલદાર તો ખરા ને વારૂ, તે ગમે તે હોય લાંબી વાતની જરૂર નથી. અત્યારે આપ મને મદદ કરી શકશો ?"

ગૃહસ્થનો જવાબ સાંભળી. મુસાફર ઘણીવાર સ્તબ્ધ થઇ ઉભો. મુસાફર કદાચ વિચારતો હશે કે પુણ્યમયી મહારાણી ભવાનીનાં પુણ્યમય રાજ્યકાળમાં ધર્મપ્રાણ મહારાજ રામકૃષ્ણના અમલમાં આવી અસંભવિત ઘટના કેમ બની ? બ્રાહ્મણના રાજ્યમાં બ્રાહ્મણ કન્યાને અગ્નિસંસ્કાર વખતે બ્રાહ્મણો મદદ કરતા નથી, એ બહુ આશ્ચર્યની વાત છે."

મુસાફર શું વિચારતો હતો, તે મુસાફર જ કહી શકે. પરંતુ તેને નીરવ જોઇ ગૃહસ્થે પૂછ્યું-" બ્રાહ્મણ આપ પણ શું બીઓ છે ? મારી માના સત્કારમાં આપ મદદ નહિ કરો ? "

બોલતાં બોલતાં બ્રાહ્મણની આંખ્યોમાંથી આંસૂ વહેવા લાગ્યાં. મુસાફરથી તે ન જોવાયું, તેણે જુસ્સાથી કહ્યું—"એ શું બોલ્યા, હું એકલોજ આપની માની બધી ક્રિયા કરીશ. તમે તેને મારા ખભાપર ચઢાવી આપો. હું એકલોજ તેને સ્મશાનમાં લઇ જઇશ."

ગૃહસ્થે ધાર્યું, " આ નક્કી દેવતા છે; માનવ રૂપ ધરી મને સહાયતા કરવા આવ્યા છે. "

સડકની બાજૂએ બહારનાં આંગણાં આગળ આવેલા તુલસીના માંચડા આગળ શબ પડયું હતું, ગૃહસ્થ પાસે બેઠો બેઠો આર્તનાદ કરતો હતો. ગૃહસ્થનાં કુટુંબમાં એક સ્ત્રી ને એક બાળક પુત્ર હતો. સ્ત્રી બિચારી થાકી લોથપોથ થઇ બાળકને ખોળામાં લઇ રૂદન કરી રહી હતી. તેનાથી થોડે દૂર તુલસીના માંચડા નીચે ગૃહસ્થ જનનીનું માથું ખોળા પર રાખી રડતો હતો. ગામડું સુનકાર લાગતું હતું. એકાદ બે ઘરમાં માણસો વળતાં જણાતાં હતાં. તેઓ ઇચ્છા છતાં આ ઘર તરફ નજર કરતાં નહોતાં. પરંતુ દૂરથી ખબર કાઢતાં હતાં.

મુસાફરે જ્યારે અભયદાન આપી કહ્યું:—" તમે કશી ચિંતા કરશો નહિ, હું એકલોજ તમારી માની ક્રિયા કરીશ." ત્યારે ગૃહસ્થના જીવમાં જીવ આવ્યો.

ત્યારબાદ મુસાફરે એકલે શબ ખાંધે ચઢાવ્યું; ગૃહસ્થને કહ્યું, " તમે મારી પાછળ પાછળ આવજો. સત્કારનો ભાર મારા પર છે."

એક પાડોશીને બોલાવી મુસાફરે પેલા ગૃહસ્થનું ઘર સંભાળવાનું કહ્યું.

મુસાફરમાં શારીરિક શક્તિ ઘણીજ હતી, વાક્યમાં ગંભીરતા પણ તેટલી જ હતી.

---

## તૃતીય પરિચ્છેદ.

### સ્મશાનમાં.

" Like fountains of sweet water in the sea,
Kept him a living soul."

Tennyson.

રાજધાનીથી લગભગ ત્રણ ગાઉ દૂર ઉત્તરે બાગસરનું સ્મશાન આવેલું હતું.

બંને બાજૂએ ગાઢ જંગલ આવેલું હતું. વચમાં એક સાંકડો રસ્તો હતો. તે માર્ગે પૂર્વાભિમુખે ગાઉ એક ચાલતાં નદીનો કિનારો દેખાતો હતો.

નદીને કિનારે બંને બાજૂએ મોટું વડનું ઝાડ હતું. મધ્યમાં સ્મશાન હતું. આજૂબાજૂ માણસોનું ચિન્હ પણ નહોતું. દિવસે પણ ને સ્થળે આવતાં જતાં બ્હીક લાગતી હતી.

આ અમાવાસ્યાની ભયંકર રાત્રિને વખતે પેલો કયો મહાપુરુષ આ મહા સ્મશાનમાં એકલો બેઠો બેઠો ગાયન ગાય છે.

સામે ચિતા સળગે છે. અગ્નિશિખા આકાશનું ચુંબન કરે છે. શબકંકાલ વિકટ આકાર ધારણ કરી ચિતાનલમાં ભસ્મીભૂત થાય છે. આજૂબાજૂ કોઇ સ્થળે માથાની ખોપરી તો કોઇ સ્થળે હાથપગના નળા વેરણ સેરણ થઇ રહ્યા છે. કોઇ સ્થળે અર્ધદગ્ધ કોલસા અને અર્ધદગ્ધ વાંસના ટુકડા પડ્યા છે; કોઇ સ્થળે પાણીની અર્ધભગ્ન

માટલી તો કોઇ સ્થળે હાંડલીના કાંઠલા પડયા છે; કોઇ સ્થળે શિયાળનાં ટોળાં શબનું માંસ ખાવાની ઇચ્છાથી આમતેમ ભટકે છે; કોઇ સ્થળે કુતરાંઓ વિકટ ચિત્કાર કરી પેલાં શિયાળની પાછળ દોડે છે.

આ ભયંકર સ્મશાનમાં આ ભયંકર રાતે કયો મહાપુરુષ ચિતા પાસે બેઠો બેઠો ભજન કરે છે?

કોનું શબ છે? તે ક્યાંથી આવ્યું? કોણ લાવ્યું? આ કોણ છે? ચિતારૂપી ભયંકર ભઠ્ઠી આગળ બેસી ગણગણે છે?

ગાયન ગાય છે, અને આંખમાંથી દડદડ કરતી અશ્રુધારા તેની છાતીને પલાળે છે. વચમાં વચમાં ગાયનની લીટીઓના અર્થ બડબડે છે. "હજુ પણ ઓ બ્રહ્મમયી! તારા મનનું માન્યું નથી થયું!" વળી રડતો રડતો કહે છે—"જો તારા મનનું માન્યું ન થયું હોય, તો મા કહે, મનનું માન્યું કેમ થાય? બોલ, મા બોલ,

વળી બડબડે છે: આ અધમ સંતાન પ્રતિ મા, વંચના કરતી નહિ! હું અધમ સંતાન છું, મને ન ઠગતી, મા, મને ન ભૂલાવતી.

ગાતાં ગાતાં વળી બડબડે છે; મા, સંસારમાં તો ત્હેં જ નાખ્યો. વિષયરૂપી વિષ તો તેંજ ખવરાવ્યું! વિષની જ્વાળાથી હવે હું સળગું છું! દુઃખ સહન થતું નથી! વિષ ઉતાર મા!

મા, તેં જ્ઞાનરૂપી રત્ન આપ્યું હતું, પણ ભૂલ્યો. પણ મા, તેમાં મારો શો દોષ? તેંજ જ્ઞાન આપ્યું ને તેંજ ભુલાવ્યું! મારો શો દોષ મા!" મા, હવે કેટલુંક દુઃખ ભોગવવું બાકી છે, એક વખત હિસાબ કરીને કહે મા!"

નિર્જન સ્મશાનમાં ગંભીર રાતે આવી રીતે મનોવ્યથા જાહેર થતી હતી અને આંખોમાંથી દડદડ કરતો અશ્રુપ્રવાહ વહ્યે જતો હતો.

અકસ્માત્ રૂદ્રનારાયણ ઠાકુરે પોકાર કર્યો, " કુમાર ! કુમાર !"
કેવી નવાઇ ! મહારાજ રામકૃષ્ણ સ્મશાનમાં !

ક્યાંથી, કેવી રીતે તેઓ સ્મશાનમાં આવ્યા ? સામે કોની ચિતા સળગે છે ? ચિતા સળગે છે છતાં ચિતા પાસે બીજું કોઈ માણસ નથી કેમ ? રૂદ્રનારાયણ ઠાકુર પણ અહીં કેવી રીતે આવી પહોચ્યા ?

" કુમાર ! કુમાર ! " કહી બોલાવતા બોલાવતા ઉન્માદની માફક રૂદ્રનારાયણ ઠાકુરે કુમારનો હાથ પકડયો. તે ગળગળે સાદે કહેવા લાગ્યા—" કુમાર ! આવી રીતે અમને રોવરાવી અવાય કે ? "

મહારાજ પુતળાંની માફક ઠાકુર મહારાજની સામે જોઇ રહ્યા.

——:o:——

## ચતુર્થ પરિચ્છેદ.

### પ્રત્યાવર્ત્તન.

" There now lean on me;
place your foot here. "
—Manfred.

રૂદ્રનારાયણ ઠાકુરે કહ્યું—"કુમાર આવો ઘેર. "

રામકૃષ્ણ—"ગુરુદેવ, માફ કરો, મને માંડ માંડ શાન્તિ મળી છે."

ઇંદ્રનારાયણ—"કુમાર, તમે શાન્તિ મેળવી શકો; પરંતુ તમારૂં કુટુંબ, આત્મીય સ્વજન, પુત્ર પરિજનાદિ હમેશાં અશાન્તિની અગ્નિમાં સળગે છે! બધાંને અશાન્ત કરી પોતે શાંતી મેળવવી એ શું ન્યાય છે? હું તમને પૂછુંછું કે તેમને શાન્ત આપવાની શી વ્યવસ્થા કરી છે?"

રામકૃષ્ણ—"હું તેમને માટે શું કરૂં?"

ઇંદ્રનારાયણ—"તમે તેને માટે શું કરો! ઘણા આરોહિથી પૂર્ણ નૌકા ભરસમુદ્રે તોફાને ચઢે, ત્યારે નાવિક હલેસાં છોડી હું શું કરૂં એમ કહેશે? વિશાળ નાટોર રાજ્યના તમે સુકાની છો, વિષમ વાવાઝોડાંથી તે રાજ્ય ઉછળી રહ્યું છે, અતલ જળમાં ડૂબવા લાગ્યું છે. તે વખતે તમે આમ ઉદાસીન રહો, તે સંભવે?"

રામકૃષ્ણે આતુરતાથી પૂછ્યું—"ત્યારે મને શું કરવાનું કહો છો?"

ઇંદ્રનારાયણ—"ચાલો, ઘેર ચાલો."

રામકૃષ્ણ—"ઘેર આવી શું કરૂં! વિષયના વિષથી દેહ તથા મન જર્જ થઈ ગયું છે. શાન્તિ મેળવવા સ્મશાનમાં આવ્યો છું. ઘેર ગયે શાન્તિ મળશે '

ઇંદ્રનારાયણ—"કુમાર! મૂર્ખની માફક શું બોલો છો? તમે તો શાસ્ત્રનાં તત્ત્વો જાણો છો. તમે ગુરૂમુખે હંમેશ શાસ્ત્રો સાંભળો છો. કહોછો કે ઘરમાં શાન્તિ ક્યાં છે? ઘરમાં શાન્તિ નથી તો પછી બીજે ક્યાં છે?"

રામકૃષ્ણ—"ગુરૂદેવ! આપનેજ પૂછુંછું, શાન્તિ ક્યાં છે?"

ઇંદ્રનારાયણ—"જો એક વાક્યમાંજ સમજી જતા હો તો કહું છુ કે શાન્તિ સ્વધર્મ પાલનમાં છે.

રામકૃષ્ણ—"કશું સમજી શકતો નથી."

રુદ્રનારાયણ—"જનકાદિ રાજર્ષિઓની વાત યાદ છે ? તેઓ સંન્યાસી છતાં સંસારમાં રહ્યા હતા. જન્મ જન્માન્તરનાં તપને પ્રભાવે તમે નાટોરના અધિપતિ થયા છો. તમારે ધન-ઐશ્વર્યનો અભાવ નથી. તો પછી તમે એ પુણ્યશ્લોક રાજર્ષિઓને પગલે ચાલવાને કેમ સમર્થ ન થાઓ ? તમે રાજા છો, રાજાનો ધર્મ પાળવો એજ તમારો સ્વધર્મ છે. તમે જો સ્વધર્મ પાળવાને સમર્થ થશો, તો શાન્તિ કરતલગત થશે."

રામકૃષ્ણ બોલવાનો પ્રયત્ન કરવા લાગ્યા—"હું બ્રાહ્મણ છું ! મારો સ્વધર્મ—"પરંતુ બોલી શકાયું નહિ. તે વાતને બદલે પૂછી જવાયું કે "કેવી રીતે રાજ્યધર્મ પાળવાથી શાન્તિ મળે ? કેવી રીતે જનકાદિ રાજર્ષિઓના આદર્શ મુજબ ચાલી શકું ?"

રુદ્રનારાયણ—"ચાલો, ઘેર ચાલો. એ ઉપદેશ તમને ત્યાંજ મળશે."

રામકૃષ્ણ—"ગુરૂદેવ ! મને ઘેર જવાનું મન થતું નથી."

રુદ્રનારાયણ ઠાકુર ઉત્તેજિત કંઠે બોલ્યા—"શું કહ્યું કુમાર ! ઘેર જવાની ઇચ્છા થતી નથી ? એક વખત વિચાર કરો કે તમારા વિના તમારી સ્ત્રીના દિવસો કેમ જતા હશે ! અહા ! એ સ્વર્ણલતિકા તો સુકાઇ ગઇ છે ! સંસારમાં સોનાનાં પુતળાં સમાન પુત્ર છે, તેનું સરળતાવાળું મુખ પણ તમને ઘેર જવાની પ્રેરણા કરતું નથી ?

રામકૃષ્ણ કિંકર્ત્તવ્યમૂઢ થઇ આમતેમ ગલાંતલાં મારવા લાગ્યા. સુંદરીનું સુંદર મ્હોં નજરે પડયું, વિશ્વનાથની વિશ્વને પ્રકાશ કરતી દૃષ્ટિ નજરે પડી ! પ્રેમ અને ભક્તિરૂપી પુષ્પાંજલિ નજરે પડી. હૃદયમાં સ્નેહ મમતાનો ઝરો ફુટયો.

રામકૃષ્ણને નીચું મ્હોં કરી વિચારતા જોઇ રૂદ્રનારાયણે ફરીથી કહ્યું–"કુમાર ! કોઇના સામું નહિ જૂઓ ? જૂઓ, સેંકડો પ્રજાપુ તમારા સામું જોઇ રહ્યાં છે, સેંકડો અંધાતુર, લુલાં લંગડાં તમારી પાસે ભીક્ષા માગતાં ઉભાં છે ! કુમાર ! તમેજ કહેતા કે દાનથી અધિક બીજો ધર્મ નથી. તમેજ નહોતા કહેતા કે બધું દાન કરતાં મારૂં મન તૃપ્ત થતું નથી ? તમે નહોતા કહેતા કે ભિખારૂને મારૂં બધું આપતાં પણ મારૂં મન અચકાતું નથી ? ક્યાં ? એ પ્રાણ ક્યાં ગયો ? આર્ત્તના આર્ત્તનાદ નિવારવાને માટેની તમારી વ્યાકુળતા અત્યારે ક્યાં ગઇ ? કેવળ આત્મતૃપ્તિને માટે–પોતાનીજ શાન્તિને માટે તમે આખા સંસારને અશાન્તિમય કરી મૂકો છો ?"

રામકૃષ્ણ એકાગ્રચિત્તે રૂદ્રનારાયણ ઠાકૂરના આ ગાંભીર્યમય વાકયાવલી સાંભળતા હતા, અને વિચારતા હતા, " ખરીવાત ! મારા વિના ઘણાં દુ:ખ ખમે છે ? ખરેખર ? મારાં પોતાના સુખ માટે હું ઘણાને દુ:ખ આપું છું ! "

વિચારતાં વિચારતાં રામકૃષ્ણ કાંપી ઉઠયા.

એ વખતે ઠાકૂર માહારાજ ગંભીર સ્વરે બોલ્યા—"જો કોઇ પણ તરફ ધ્યાન આપવાની મરજી ન થતી હોય, તોપણ ગુરુની આજ્ઞા તરફ તો ધ્યાન આપો–પાછા વળો."

" ગુરુની આજ્ઞા ! " રામકૃષ્ણ મનમાં બોલ્યા, " ગુરૂની આજ્ઞા ! "

હવે વધુ કહેવાની કશી જરૂર નથી. રામકૃષ્ણે કહ્યું " ચાલો —ગુરુદેવ ! જે કહેશો તે માથે ચઢાવીશ. "

---

## પંચમ પરિચ્છેદ.

### પરિચય.

પરસ્પરે પરસ્પરને ઓળખ્યો.

—સાધના.

---

શ્મશાનમાંથી રામકૃષ્ણને સાથે લઈ રૂદ્રનારાયણ ઠાકુર રાજધાની તરફ ચાલ્યા. તે વખતે પક્ષીઓના કલરવરૂપી ઉષારાણીના સત્કારનું ગીત આરંભાઇ ગયું. નિશાનો અંધકાર દૂરની ગુફામાં આશ્રય લેવા છૂટયો ચિતાની અગ્નિ ભસ્માવશેષ થઇ ધારાસન પર પથરાઇ.

બધા ચાલ્યા ગયા; પરંતુ એક વ્યક્તિ પાછળ રહી. તે કઇ વ્યક્તિ ? તે ગહસ્થ–કે જેમાંની છેલ્લી ક્રિયા કરવામાં મદદ મેળવી આનંદ પામ્યો હતો—તે ફક્ત પાછળ રહ્યો તોપણ અત્યારે તે એકલો નથી; તેની સંભાળને માટે નાટોર રાજ્યના બે અમલદારો નીમાયા છે. આ તરફ તેના ઘરની સંભાળ લેવા માટે પણ રૂદ્રનારાયણ ઠાકૂરે ખાસ વ્યવસ્થા કરી છે.

ગૃહસ્થનું નામ હતું ભોળાનાથ ચક્રવર્તી ભોળાનાથ પેલા મુસાફરની મદદથીજ માતુ શબ શ્મશાનમાં લાવ્યો હતો; મુસાફરની મદદથીજ ચિતાપર તે શબને ગોઠવ્યું હતું; અને તેની સહાયતાથીજ તેણે બધી ક્રિયા પૂરી કરી હતી.

ઘણો વખત થયાં અતિ દુઃખથી ભોળાનાથ બેભાન થઇ ગયો હતો, એમ કહેવામાં જરાપણ ખોટું નથી. પરંતુ ચિતા સળગી એટલે

જનનીનું સત્કાર કાર્ય પૂરૂં થયું સમજી, તે જ્યારે આનંદ પામવા લાગ્યો, ત્યારે તેને જ્ઞાન આવ્યું; તે વખતે ચિતાના ભડકાથી શ્મશાનભૂમિ પ્રકાશિત થઇ રહી હતી, તે પ્રકાશમાં તેણે પોતાને મદદ કરનાર વ્યક્તિના મુખ સામું જોયું તો જણાયું કે મદદ કરનાર વ્યક્તિ બીજું કોઇ નહિ. પણ સ્વયં મહારાજ રામકૃષ્ણ છે.

ભોંળાનાથે તે વખતે રામકૃષ્ણની ક્ષમા માગી. તેમને રાજધાનીમાં લઇ જવાની રજા માગવા લાગ્યો, પરંતુ મહારાજે તે વાતપર જરાપણ ધ્યાન ન આપ્યું. રાજધાનીમાં લઇ જવા માટે તેમને વધુ આગ્રહ કરતાં મહારાજે નદીના પાણીમાં કૂદી પડવાની ઇચ્છા બતાવી, અને છેવટે કહ્યું કે "આ કાર્ય પૂરૂં થયા બાદ હું જલદી જંગલમાં ચાલ્યો જઇશ."

આવી સ્થિતિમાં ભોળાનાથ નચિંત રહી શક્યો નહિ. પ્રથમથીજ સંતલસ હતી કે અગ્નિસંસ્કાર કર્યાબાદ ભોળાનાથે ચાલ્યા જવું. તેથી ભોળાનાથ અગ્નિસંસ્કાર કર્યાબાદ ચાલ્યો ગયો. મહારાજની તરફ દૃષ્ટિ ન ગઈ. સાગે ચિતા સળગવા લાગી. મહારાજ ગીત ગાતા ગાતા બેભાન બન્યા.

ભોળાનાથ તે દરમિયાન ઉંચે શ્વાસે રાજધાની તરફ દોડયો. રૂદ્રનારાયણ ઠાકૂર પાસે જઈ બધી વાત જણાવી. ઠાકૂર મહારાજ પણ ખબર મળતાં જ માણસો લઈ શ્મશાનમાં આવ્યા.

---

## ષષ્ટ પરિચ્છેદ.

# क्व गताः मथुरापुरी.

का तव कान्ता कस्ते पुत्रः संसारोऽयमतीव विचित्रः ।
कस्य त्वं वा कुत आयातः तव चिन्तय तदिदं भ्रातः ॥
—मोहमुद्गर ।

મહારાજ રામકૃષ્ણ પાછા ફર્યા, નિરાનંદપુરી પાછી આનંદના હિસાબે ચઢી.

સુંદરીનાં અશ્રુસિક્ત મુખકલપર શારદીય જ્યોત્સ્નાની હાસ્યરાશિ ફેલાઇ. રાજધાનીમાં લાંબો આનંદોત્સવ મળ્યો.

મહારાજ પાછા આવ્યા છે, એ વાત સાંભળી બધી પ્રજા તથા કુટુંબીઓ તેમને જોવા આવ્યાં. મહારાજના માથાપર આશીર્વાદનાં ફુલો વરસ્યાં. આશીર્વાદ લેનાર માણસને મહારાજે મુક્ત કંઠે આશીર્વાદ આપ્યા, જેને જેને દુઃખ હતું, તે તે સાંભળી મહારાજે તે બધું નિવાર્યું.

દરરોજ દરબાર ભરાવા લાગ્યો. રાજ્યકાર્ય સુંદર રીતે થવા લાગ્યું. માગણ માત્ર સંતોષાઇ આશીર્વાદ આપી જવા લાગ્યા. જૂદાં જૂદાં સ્થાનોના લોકો રાજધાનીમાં આવી પોતપોતાની અડચણો રાજા પાસે કહેવા લાગ્યા. રૂદ્રનારાયણ ઠાકુરે થોડા દિવસ માટે વિશ્રાંતિ લીધી.

વરસ વીતી ગયું. સુંદરીના ખોળામાં બીજો પુત્ર શોભવા લાગ્યો.

મહારાણી ભવાની પાછાં રાજધાનીમાં આવ્યાં. બીજા કુમારનું નામ શિવનાથ પાડવામાં આવ્યું. શિવનાથના ગળામાં પણ મહારાણી પ્ર[illegible] એક સ્વર્ણપ્રદક ઝૂલવા લાગ્યું. મોટા કુમારનાં પ્રદકમાં જેમ ગોપાલ-મૂર્તિ આંકેલી હતી, તેજ રીતે નાના કુમારના પદકમાં કાલીમૂર્તિ શોભતી હતી. સંસારમાં નવીન આનંદ વહેવા લાગ્યો.

સાંસારિક કાર્યો, રાજધર્મ અને દાન એ ત્રણે કાર્યો એકી સાથે ચાલવા લાગ્યાં. મહારાજની યશ; જ્યોતિ ચારે તરફ ફેલાઇ રહી.

મહારાજ પાસે બધા જઇ શકતાં. આથી દૂરદૂરથી ભિક્ષાર્થીજનો આવવા લાગ્યા. રૂદ્રનારાયણ ઠાકુરની સલાહ મુજબ મહારાજ દરેકને યથાશક્તિ દાન આપી સંતોષવા લાગ્યા.

એક દિવસ રૂદ્રનારાયણ ઠાકુર કામ સબબ અન્યત્ર ગયા હતા. મહારાજ દરબારમાં બેઠા હતા. સભાના પંડિતો, મંત્રીઓ, હજુરીઆઓ અને મોટા અમલદારો મહારાજને ઘેરી વળ્યા હતા. રાજકાર્ય સારી રીતે કેમ ચાલે તેની ચર્ચા થઇ રહી છે. એ વખતે એક દુબળો બ્રાહ્મણ દરબારમાં આવી મહારાજને આશીર્વાદ આપવા લાગ્યો. આશીર્વાદ આપી તેણે મહારાજના હાથમાં એક પત્થરનો ટુકડો મુક્યો. પત્થરના ટુકડા પર પત્થર વડે કેટલાક અક્ષરો કોતરેલા હતા. અક્ષરો આ હતા. " ય–રી ર–ક્ષા ઇ–રં ન–ય " અક્ષર પરીના અક્ષરો વાંચી મહારાજ કોઈ પણ અર્થબંધ બેસાડી શક્યા નહિ. સભાસદો જૂદા જૂદા મત દર્શાવવા લાગ્યા કોઇએ કહ્યું આ બધી ગાંડાઇ છે, ' કોઇએ કહ્યું', " સમસ્યા છે, " કોઇએ કહ્યું–" આપની મશ્કરી છે. " મહારાજે બ્રાહ્મણને આ અક્ષરોનો અર્થ પૂછ્યો. પરંતુ બ્રાહ્મણ પણ અર્થ સમજાવી શક્યો નહિ. મહારાજે પછી પોતાના પાંડતોને આ

અક્ષરોનો અર્થ બેસાડવાનું જણાવ્યુ. પંડિતોએ ઘણીવાર સુધી વિચાર કર્યા. અનેક વિચારકર્યા બાદ એ અક્ષરો પાદપૂરણમૂલક છે, એવો વિચાર સૂઝયો. ત્યારે તેઓએ તે પરથી એક શ્લોક બનાવ્યો.

કાવ્યરત્ન મહાશયે કહ્યું—" આ અક્ષરોથી નીચેનો શ્લોક સમજાય છે—

" यमजायापनये त्वमिहेश्वरी रति रतश्चरणेऽस्व सुमंगला ।
इममतित्रस्त मार्त्तियुतं नरं नाति परं यमजायादुद्धारय ॥ "

અથાત્ હે માત કાલિકે, તુંજ યમભય નિવારવાને માટે એક માત્ર ઇશ્વરી અને મંગલમયી છે. તે માટે મેં તારૂં શરણુ સ્વીકાર્યું છે. તું આ પ્રણુતિપરાયણુ, અતિત્રાસ પામેલ, પીડિત વ્યક્તિને યમના ભયથી બચાવ."

મહારાજ રામકૃષ્ણુને આ શ્લોક બરાબર ન લાગ્યો. મહારાજ શાસ્ત્રીને સંબોધી બોલ્યા, " આપ શું ધારો છો ? "

શાસ્ત્રી મહારાજે કહ્યું—"એ અક્ષરો પરથી મેં એક શ્લોક બનાવ્યો છે. મારો શ્લોક આ છે:

" यः पित्रोः सततं करोति नितरां भक्ति नमत्येश्वरी
रक्तो नापि चिरं हृषीकविषये भक्तिर्गुरौ निश्चला ।
इं या नापि कदा बिभर्त्तिमनसा नोयस्य वैरो वरः
नो किं तं सततं नमस्ति विबुधाः स्थिरो हि मे निश्चयः ॥ "

અર્થાત્—જે માબાપ પ્રતિ નિશ્ચલ ભક્તિ રાખે, માતાઓનેજ હમેશાં નમન કરે, વિષયેન્દ્રિયો પ્રતિ જેને પ્રીતિ નથી, ગુરૂજનો પ્રતિ જેની અચળ ભક્તિ છે, કામદેવનું જે મનદ્વારા પણ પોષણ કરતો

નથી, જેણે વેર બાંધેલું નથી-તે શું પંડિતોનો પૂજ્ય નથી ? મારો નિશ્ચય છે કે તે હમેશાં પંડિતોનો પૂજ્ય છે. ”

પરંતુ એ અર્થ પણ મહારાજને યોગ્ય ન લાગ્યો. બ્રાહ્મણને થોડા રોજ રહેવાનું કહી મહારાજે જૂદાં જૂદાં સ્થાનોથી કેટલાક વિદ્વાન બ્રાહ્મણોને બોલાવ્યા. તે પ્રસંગે શિરોમણી મહારાજ પણ આવ્યા.

શિરોમણિ મહારાજે વિચાર કરતાં કરતાં એ અક્ષરોની એક અર્થ-નિષ્પત્તિ કરી. તેણે કહ્યું-આ વર્ણ સમષ્ટિ એક સમસ્યામાત્ર છે. આ સમસ્યા પૂર્ણ કરતાં એ અક્ષરોમાંથી એક શ્લોકની ઉત્પત્તિ થઈ શકે. ”

બધા આગ્રહવશ થઈ શિરોમણિ મહારાજનાં મુખ સામું જોઇ રહ્યા. મહારાજે પૂછ્યું “ એ અક્ષરો પરથી કયો શ્લોક નિષ્પન્ન થાય છે ? ”

શિરોમણિ મહારાજે જે શ્લોક લખી આપ્યો. મહારાજ રામકૃષ્ણે તે વાંચ્યોઃ

“ यदुपतेः क्वगता मथुरापुरी रघुपतेः क्वगतोत्तर कोशला ।
इति विचिन्त्य कुरुष्व मनः स्थिरं,न सदिदं जगदित्यवधारय ॥”

અર્થાત્—યદુપતિની તે મથુરાપુરી અત્યારે કયાં ગઇ છે ? રઘુપતિનું પેલું ઉત્તર કોશલ પણ અત્યારે કયાં છે ? એ વિચારતાં મન સ્થિર કર, જગતનાં નશ્વરત્વનો અનુભવ કર.

શ્લોકની એકેક લીટી વાંચી મહારાજનું મન ચંચળ થઇ ગયું. હજુરીઆઓએ પૂછ્યું-“ એ અક્ષરોમાંથી આ શ્લોક કેવી રીતે ઉત્પન્ન થયો ? ”

શિરોમણિ મહારાજે કહ્યું—શ્લોકની દરેક લીટીનો પહેલો ને છેલ્લો અક્ષર આ પત્થરપર કોરેલો છે. શ્લોકનાં પ્રત્યેક ચરણના પહેલાને છેલ્લા અક્ષર તરફ ધ્યાન આપો, સમસ્યા જલદી સમજાશે."

બધા નવાઇ પામ્યા. મહારાજના મનમાં દુનિયાની નશ્વરતાના સંબંધમાં નવીન વિચારો ઉછળવા લાગ્યા. મહારાજે પેલા બ્રાહ્મણને પૂછ્યું. "પત્થરપર આ અક્ષરો કોણે કોતર્યા છે? આપ શા માટે એ પત્થર લઇ મારી પાસે આવ્યા છો?

બ્રાહ્મણે કહ્યું "એ લાંબી વાત છે. એ અનુમતિ આપો તો કહી શકું."

મહારાજ રામકૃષ્ણે બ્રાહ્મણને બધી વાત કહેવાનું જણાવ્યું.

બ્રાહ્મણે કહ્યું—"હું બહુ ગરીબ છું. પુત્ર પરિજનનું ભરણ પોષણ કરવાને અશક્ત હોવાથી મેં ઘર તજ્યું. પરંતુ જ્યારે શાન્તિતો ન જ મળી, ત્યારે ગળે ફાંસો ઘાલી આપઘાત કરવા તૈયાર થયો. એ ઇચ્છાને વશ થઇ હિમાલયની તળેટીમાં ઉભેલાં એક ઝાડની ડાળીપર ચઢ્યો. તે ડાળીપર દોરડું બાંધી લટકી પ્રાણ ત્યાગ કરીશ એવો મારો વિચાર હતો. ડાળી પર ચઢી એ પ્રમાણે ગળે ફાંસો નાખવાની તૈયારી કરતો હતો; એટલામાં એક મહાપુરૂષે મને બોલાવ્યો. તેનો સ્વર સાંભળતાં જ મેં તેના તરફ જોયું. તે હાથ ઉંચો કરી મને કહેતા હતા–"બ્રાહ્મણ, આપઘાત કરીશ નહિ, આત્મહત્યા મહાપાપ છે, તારૂં દુઃખ દૂર થાય, તેનો ઉપાય બતાવું છું." સાધુ પુરૂષનાં વાકયો સાંભળી મ્હેં આપઘાત કરવાનું બંધ રાખ્યું, હું ઝાડ નીચે ઉતર્યો અને તેની પાસે જઇ તેના પગમાં પડયો. અહા! તે કેટલા દયાળુ હતા! તેનાં ચરણમાં પડતાં જ હું શાન્તિ પામ્યો!"

બ્રાહ્મણ જાણે વિચારમાં ડુબ્યો હોય તેમ સ્તબ્ધ થઇ ગયો. મહારાજે પૂછ્યું-"ત્યાર પછી શું થયું ?"

બ્રાહ્મણ—ત્યાર પછી આ પત્થર ઉપાડી એક બીજા પત્થરવડે તેમણે તે પર આ અક્ષરો લખ્યા. લખ્યા પછી તેણે મને કહ્યું, જા બેટા, આ પત્થરનો ટુકડો લઇ તું નાટોરમાં મહારાજ રામકૃષ્ણ પાસે જા. તેની પાસે જઇ તારી બધી હકીકત કહેજે; અને આ પત્થર આપજે..એ પ્રમાણે કરતાં તારૂં દુઃખ જશે."

બ્રાહ્મણનાં વાકયો જેમ જેમ મહારાજના કાનમાં પ્રવેશ કરવા લાગ્યાં, તેમ તેમ તે ચિંતાસ્રોતમાં ઘસડાતા ગયા. બ્રાહ્મણનું બોલવું પૂરૂં થતાં મહારાજે કહ્યું, "આપણી માગણી હું અવશ્ય પૂરી કરીશ. આપનું દુઃખ જેમ બને તેમ જલદી દૂર થાય, તેવા પ્રયત્નો કરવામાં હું ગફલત કરીશ નહિ."

એમ કહી મહારાજે પૂછ્યું, "વારૂ ! એ સાધુ પુરુષ સાથે મારો મેળાપ થઈ શકે કે નહિ ?"

બ્રાહ્મણ—તેમણે કહ્યું હતું કે વખત આવતાં તે આપને મળશે. અત્યારે તેઓ કયાં હશે, તે કહી શકાય નહિ. માટે હાલ તુરત તો એ પ્રયત્ન નકામો છે."

મહારાજ—એ મહાપુરૂષ સાથે મારે કોઈ પણ પ્રકારની ઓળખાણ હોય, એમ જણાયું ?"

બ્રાહ્મણ—" હા, મને જણાયું કે તેમની સાથે આપને ઓળખાણ છે."

મહારાજે તે મહાપુરૂષની આકૃતિ-પ્રકૃતિ વિષે પૂછપરછ કરી.

બ્રાહ્મણે કહ્યું-તેનું રૂપ સુંદર હતું! તે જો સંન્યાસીના વેશમાં નહોત તો રાજપુત્ર જેવા લાગત. એ કન્દર્પકાન્તિ યુવાપુરૂષે શામાટે સંન્યાસવ્રત લીધું હશે? સંન્યાસીને જોતાં જ આ વિચાર સ્વાભાવિક રીતે જ ઉત્પન્ન થતો હતો."

એમ કહી બ્રાહ્મણ સંન્યાસીનાં રૂપનું ધ્યાન કરવા લાગ્યો. પરંતુ બ્રાહ્મણની એ વાતો મહારાજના કાનમાં ન પેઠી. મહારાજ તો કેવળ વિચારવા લાગ્યા-" તે મહાપુરૂષ કોણ હશે? શું આ જીવનમાં તે મળશે કે?"

બ્રાહ્મણનું દારિદ્રય દૂર કરવા માટે મહારાજ રામકૃષ્ણે એક જાગીર બક્ષીસ આપી. તે જાગીર બ્રાહ્મણ અને તેના વંશજો વંશપરંપરા ભોગવે એવી વ્યવસ્થા થઈ.

બ્રાહ્મણના ગયા પછી મહારાજનું મન તે મહાપુરુષના વિચારમાં ગુંથાયું. પેલો પત્થર યાદ આવ્યો, તે પરથી ઉપજતો પેલો શ્લોક યાદ આવ્યો. એ શ્લોક બેચારવાર મનમાં ગણુગણુવા લાગ્યા. જેમ જેમ આવૃત્તિ કરવા ગયા, તેમ તેમ રાજૈશ્વર્યની નશ્વરતાની સ્મૃતિ ઉદય પામી, તેમ તેમ પોતાનું અભિમાન ગળી જવા લાગ્યું. તેને વિચાર આવ્યો; હું તે કોણ! મારૂં રાજ તે કોણ માત્ર! જ્યારે યદુપતિની મથુરાપુરીનો ધ્વંસ થયો, રઘુપતિની અયોધ્યા નાશ પામી, ત્યારે પછી મારૂં રાજ્ય તે કેટલા દિવસ રહેવાનું! આ નશ્વર રાજ્યની માયામાં હું અવિનશ્વર સામગ્રીને ભુલી ગયો છુ

રૂપી અનુકૂલ વાયુના પ્રવાહમાં તણાતા મહારાજનું ચિત્ત પોતાના ગંતવ્યમાર્ગે આગળ વધવા લાગ્યું. પરિણામ એ આવ્યું કે તેમનું મન દિનપ્રતિદિન સંસાર તરફ સ્પૃહાહીન થવા લાગ્યું. જ્યારે તેઓ કાશી ધામમાં ગયા, ત્યારે અન્નપૂર્ણાના મંદિરમાં ઉતર્યા હતા. ત્યાં તેઓ રાતદિવસ એક જ ગાયન ગાતા હતા.

" અન્ન દે મા અન્નપૂર્ણા અન્ન દે મા અન્ન દે
સારદે હૃદયપદ્મે ચાનું દેહિ મા અન્ન દે.
ધન્ય કાશી શિવ ધન્ય, સુરધૂની અવતીર્ણ,
વિરાજિતા અન્નપૂર્ણા અંજલિ કરે ભવ દે.
ચઇ છે મા ક્ષુધા–વ્યાધિ દે મા રે સુધા–ઔષધિ,
અંતે ચરણે સમાધિ મોક્ષં દેહિ મા મોક્ષ દે.

જ્યારે બડનગરમાં આવ્યા, ત્યારે માકિટારેશ્વરીના મંદિરમાં ઉતારો કર્યો હતો. ત્યાં રહી તન્મય થઇ બોલતા હતા;—

આ ભવમાં એજ પરમાનંદમય છે કે જે પરમાનંદમયીને જાણે છે. તે તીર્થભ્રમણમાં કાળઆગળ તો નથી અને કાલીકિર્તિને વિના કશું સાંભળતો નથી. સંધ્યા–પૂજા કંઇજ માનતો નથી. પણ કાલી જે કરાવે તેજ કરેછે. જે માણસનું મન કાલીનાં ચરણમાં પરોવાયું છે, તે કદાચ દુનિયાદારીમાં ભૂલો કરી બેસે, તો પણ આ ભવાર્ણવ વિષે દિશા ભૂલ થતો નથી. તે કદી પણ આડે રસ્તે ચડતો નથી. તેવો માણસ લોકનિંદાથી ડરતો નથી, તેમની આંખો કાલીનામરૂપી પીયુષનાં પાનથી રાત દહાડો અલસ રહે છે.

નાટોરમાં કદી કદી બાગસરના સ્મશાનમાં જતા, કહી કાલીના

મંદિરમાં જતા હતા; જ્યારે કાલીના મંદિરમાં જતા ત્યારે કાલીના નામનાં કિર્તનમાં મસ્ત બની જતા, કાલીકિર્તન, કાલીનાં રૂપનું વર્ણન કરતાં કરતાં પરોઢીઉં થતું.

શ્મશાનમાં જતા ત્યારે બબડતા કે: લોકનિંદાથી ન ડરતાં કાલીના નામ રૂપી અમૃત પીવાથી આંખો રાત દહાડો અલસ બની જાય છે.

આ પ્રમાણે દિવસ જવા લાગ્યા. એક વખત રામનવમીના ઉત્સવ સબબ કેટલા માસ માટે મહારાજ ભવાનીપુરના ભવાની મંદિરમાં રહેવા લાગ્યા.

---

## અષ્ટમ પરિચ્છેદ.

### ઉદ્યોગ.

March on, join bravely, let us to't pell-mell!
If not to heaven, then hand in hand to hell.
—Shakspeare.

---

મારૂં મન માનતું નથી—'કોણ જાણે આજે નસીબમાં શું લખાયું છે.'

"તારૂં મન ક્યારે કોઇ પણ કામમાં ચોટયું છે! જેમ જેમ ઉમર વધતી જાય છે, તેમ તેમ તારી બ્હીકપણ વધતી જાય છે."

"શું હું ઈરાદાપૂર્વક ભય પામું છું! મને બ્હીક એ છે કે ધર્મનષ્ટ થાય તો મહા અપરાધ થશે."

"આપણો ધર્મ તો લૂટફાટ છે!"

"લૂટફાટ એ આપણા ધર્મનું અંગ છે ખરૂં! પરંતુ ગુરૂદેવ! જે ઉદ્દેશે આપણે આ વ્રત લીધું છે, તે આપથી અજાણ્યું નથી. આપે જ કહ્યું છે કે માતું કાર્ય કરવું એજ આપણો મુખ્ય ઉદ્દેશ છે!"

"માતું કાર્યજ કરવાનું કહું છું. એક માણસ અતુલ સંપત્તિનો અધિકારી થાય અને હજારો માણસો અન્ન વિના હાહાકાર કરે તે કદી પણ મા સહન કરી શકે. તેથી જ મ્હેં કહ્યું છે કે માએ મને લૂટફાટ કરવાની આજ્ઞા કરી છે."

"પરંતુ મા કદી પોતાનું મંદિર લૂટવાનું કહે?"

"પંડિતા! તને સમજાવી શકીશ નહિ! સમજતાં છતાં તું સમજતો નથી! તને તો મેં અગાઉથી જ કહ્યું છે કે માતું મંદિર કયાંએ નથી! તું કોઇનું ઘર લૂટે છે, ત્યારે શું ત્યાં મા નથી હોતાં? તેમ છતાં તું તો હજારો ગૃહસ્થોને લૂટે છે, તને લગારે સંકોચ થતો નથી!"

"ગૃહસ્થોના ઘર લૂટું છું ખરો; પરંતુ આપણે દેવાલય તો કદી લૂટતા નથી! ગૃહસ્થનું દ્રવ્ય લૂટીએ છીએ ખરા, પણ માના અલંકાર તો કદી લૂટતા નથી! ગૃહસ્થનું ઘર લૂટતી વખતે પણ આપણે કદી માતૃસ્વરૂપિણી તેમની સ્ત્રી કે દીકરાઓનાં અંગનો સ્પર્શ કરતા નથી! વળી ધાર્મિક દાનેશ્વરી કે મિત્રનું ઘર તો આ-

પણ કદી લુટતા નથી ! તેથીજ મને ડગલે ડગલે સંદેહ થાય છે, તેથીજ મને પાછા ફરવાનું મન થાય છે.”

“તું પાગલ છે! જે સ્થાન લૂટવાની મના છે, તે સ્થાન લૂટવાનું હું કદી કહેતો પણ નથી. આજે હું ભવાનીપુર લૂંટવાનું કહું છું તો તેમાં તું શા માટે અડચણ નાખે છે?”

“અડચણ તો એની સાથે અનેક છે. દેવાલય ન લૂટવાની પ્રતિજ્ઞા છે, પરંતુ ભવાનીપુર તો મુખ્ય પીઠસ્થાન છે, તેમાં મા પોતે વિરાજમાન છે, સાધુ દાતાર વગેરેનાં મકાન ન લુટવાની પ્રતિજ્ઞા છે; પરંતુ મહારાજ રામકૃષ્ણના જેવો સાધુ, દાતા આ દુનિયામાં બીજો કોઇ છે? આપણી પ્રતિજ્ઞા છે કે માતૃસ્વરૂપિણી રમણીનો અંગસ્પર્શ નહિ કરીએ, તેના અલંકારો નહિ લઇએ પરંતુ આપ તો કહો છો કે મહારાણીના અલંકારો સાથે છે, માટે તે લૂટી જવા પડશે.”

પાંડતા કિંકર્તવ્ય મૂઢની માફક ઉભો રહ્યો.

શંકરે કહ્યું—“જે બાબતમાં તને અડચણ છે, તેમાંનું કંઇ પણ કરવાનું હું તને કહેતો નથી. વારૂ, ભવાનીનું મંદિર લૂટવાની કશી જરૂર નથી. મંદિરની પાસેજ મહેલ છે, ચાલ તે મહેલપર હલ્લો કરીએ. કેમ, બધી અડચણ ટળી ગઇ કે? સ્ત્રીઓનાં અંગસ્પર્શ ન કરવાનું કહે છે, તો આપણે મહારાણીના અલંકારોને નહિ અડકીએ. રામકૃષ્ણને તું ધાર્મિક કહે છે? પરંતુ તે ધાર્મિક કયાંનો? તે કેવળ પોતાના સુખમાં જ મસ્ત છે; તેના રાજ્યમાં કેટલા માણસો અનાહારે મરી જાય છે? તે તરફ તે નજર પણ કરે છે? માટે જ હું કહું છું કે આ કાર્યમાં કશું પાપ નથી.

પંડિતા મીઠું મુખ કરી હસી ચલો.

શંકરે કહ્યું—"કુમ ચુપ કેમ છો! જા, હું કહું છું કે આ બાજુથી એક વખત જોઈ આવ કે કયે રસ્તે નગરપર હલ્લો કરી શકાશે. વાર ન લગાડ, જા."

પંડિતા ત્યારે પણ વિચાર કરતો હતો.

શંકરે ફરીથી કહ્યું—"શું વિચારે છે? જો તું મને ગુરૂ માનતો હતો તો મારો હુકમ છે કે જા, એક વખત શોધ કરી આવ, જરૂર જણાય તો જિતુ અને ફતુને પણ સાથે લઈ જા."

મન તો ન થયું. પણ પંડિતા વધુ આપત્તિ પણ કરી શકયો નહિ તેણે મનમાં કહ્યું-"મા, તારી ઈચ્છા મુજબ રહેશે, હું જ્યાં મા કરે છે, તું જ લઈ જાય છે. જે કર્તવ્ય છે તે તું મને બતાવ."

જંગલ તજી પંડિતા ભવાનીના મંદિર તરફ આગળ વધ્યો. જિતુને ફતુ પણ સાથે ચાલ્યા.

આ તરફ શંકરના ઈસારાથી કાર્તિકા લૂટારાઓને સજ્જ કરવાં લાગ્યો. કોઈએ તરવાર, તો કોઈએ ભાલાં અને બંદુકો ધારણ કરી. કયાં ટોળાંએ કઈ રીતે હલ્લો કરવો, એ બાબત કાર્તિકા ઉપદેશ દેવા લાગ્યો.

---

બધા તૈયાર થયા, એટલે શંકરે કહ્યું-"આજે તમારી પરીક્ષાનો દિવસ છે. એક તરફ સ્વધર્મ પાલન અને બીજી તરફ અધર્મનો નાશ કરવામાં જીવન-મન સોંપી દેવાનું છે. જો સ્વધર્મ બજાવવાની ઈચ્છા હોય, જો સ્વર્ગ મેળવવાની ઈચ્છા હોય, તો તમારૂં તુચ્છ જીવન અર્પણ કરવા તૈયાર થાઓ, અને જો જિંદગીપર પ્રીતિ હોય

તો, સ્વર્ગ ભૂલી જાઓ, તથા નર્કને માટે તૈયાર થાઓ, ધર્મને અતલજળમાં ડુબાડો. તોપણ એટલી વાત ધ્યાનમાં રાખશો કે જીવન તુચ્છ છે, જીવન ક્ષણુસ્થાયી છે, પરપોટા જેવું છે, પણ ધર્મ શાશ્વત છે, અવિનશ્વર છે. તમારી સન્મુખ બે રસ્તા છે. જો અક્ષય સ્વર્ગનું સુખ ભોગવવા ઇચ્છતા હો, તો જાઓ, આગળ વધો ને રાજપુરી પર હલ્લો કરો; અધર્મનો નાશ કરી ધર્મનો વિજય ધ્વજ ઉડાડી યશનો મુગટ ધારણ કરો."

બધા તૈયાર થયા; દરેકે પૂરી લુટવાની પ્રતિજ્ઞા લીધી. બધા પંડિતાની વાટ જોઇ રહ્યા.

## નવમ પરિચ્છેદ.

### વિભીષકા !

"Or where culd ruin'd castles gray,
Nod to the moon,
Ye fright the nightly, wand'rers' way
Wi' eldritch croon."
—Burns.

ભયંકર રાત્રે, વનમાં એકત્ર થઇ લુટારૂનું ટોળું ભવાનીપુરી પર હલ્લો કરવાની તૈયારી કરતું હતું; તે વખતે મહારાજ રામકૃષ્ણ મંદિરની જોડાજોડ આવેલ મહેલપર બેસી ગાયન ગાતા હતા. અસુર વિદારિણી માતું યુદ્ધ વખતેનું ભયંકર રૂપ અને તેની યુદ્ધકળાના ભયંકર વર્ણનથી મહારાજ જૂદા જૂદા ભાવોમાં તન્મય બની જતા હતા,

સંગીતના સ્વરથી આકાશ પ્રતિધ્વનિત થઇ રહ્યું હતું. સંગીતના સુરથી મા જગદંબા જાણે ખરેખર તીક્ષ્ણ કૃપાણ કરે લઇ હુંકાર કરતાં દનુજ દલને દળવા માટે આગળ વધતાં હોય તેવું જણાતું હતું. મહારાજ ગાતા હતા અને જોતા હતા કે મા આવી અસુરોનો સંહાર કરે છે.

ગાયનમાં તન્મય બની ગયા છે, સંગીતમાં માનું વર્ણન કર્યું છે. તેની મૂર્તિ પ્રત્યક્ષ થઇ રહી છે; એ વખતે ભવાની મંદિરની પશ્ચિમે આવેલાં જંગલ તરફ તેની નજર ગઇ.

મહારાજે જોયું સો કરતાં વધુ દીવા ભવાનીપુર તરફ આવે છે.

દીવા ચાલ્યા આવે છે ! ચાલવાની શક્તિવાળા દીવા ! આ કેવું અપૂર્વ દૃશ્ય ! રાત્રિને વખતે ભૂતના ભડકા તો ઘણાએ જોયા હશે; પરંતુ સેંકડો ભૂતના ભડકા એકી સાથે કોઇએ કદી પણ જોયા નહિ હોય, સાંભળ્યા પણ નહિ હોય. જો આ ભૂતનાં ભડકા ન હોય, તો બીજું શું હોય ?

આ શું ! આગળ વધતાં વધતાં એ દીવાઓ પાછળ ચાલ્યા જાય છે, વળી આગળ વધે છે, દીવા આગળ પાછળ વધે—આવું કોઈએ જોયું છે ?

મહારાજ રામકૃષ્ણ આ બધું પ્રત્યક્ષ જોતા હતા. ગાયન ગાતાં ગાતાં તેણે જોયું કે જંગલમાંથી બહાર નીકળી બધા દિવા ભવાનીપુરના પાધરમાં એકત્ર થયા. ત્યારપછી પાછા પોતાને સ્થળે ચાલ્યા ગયા. આમ કેમ થયું ?

લૂટારુનું ટોળું ભવાનીનું મંદિર લૂટવા તૈયાર થયું હતું. પંડિતા, જિતુ ને કૃતુ આવે કે તરત લૂટારુઓ ચારે તરફથી મહારાજનો મહેલ ઘેરી લૂટફાટ કરવા તત્પર હતા. લૂટારુનું [illegible] ભવાનીપુરનાં પા-

તેઓ સુધી આગળ વધ્યા હતા. એ દરમિઆન પંડિતા એકાએક આવી પહોંચ્યો.

પાછા આવતાંજ તેણે લુટારૂઓને સંબોધી ભીતિવિહ્વલ કંઠે કહ્યું, "નાસો—નાસો. આજે તમે મૂવા સમજો."

બધાં નવાઇ પામ્યાં. શંકરે કહ્યું, "શું કહે છે પંડિતા! નાસવું શા માટે! રાજાના દશેક સિપાઇઓ જોઇ તને બ્હીક લાગી કે?

પંડિતા કહેવા લાગ્યો—"ના, ના, તેમ નથી, મા પોતે આજ પુરીનું રક્ષણ કરે છે. કોની મગદૂર છે કે આજે પુરીપર હલ્લો કરે!"

શંકર—"તું પાગલ છે! તારૂં માથું ફરી ગયું લાગે છે."

પંડિતા—"ના, મારૂં માથું ફરી ગયું નથી. મેં નજરોનજર જોયું કે લોલ જિહ્વા વાળી, વિકટદશના નૃમુંડમાલિની, ખર્પધારિણી મા ભવાની અટ્ટહાસ્ય કરી આપણો સંહાર કરવા આગળ વધી છે. જો વિશ્વાસ ન હોય તો ચાલો બતાવું."

પંડિતાનું વાકય પૂરૂં થતાંજ જિતુ ને કતુ પાછા ફર્યા, પંડિતા પશ્ચિમ અને દક્ષિણ તરફના સમાચાર લેવા ગયો હતો; તેઓ ઉત્તર ને પશ્ચિમ તરફ ગયા હતા. તેઓએ આવીને પણ એજ વાત જાહેર કરી. તેઓએ કહ્યું "મા ચામુડા પોતે આજે પુરીનું રક્ષણ કરે છે. આજે માનાં કૃપણથી કોઈ છૂટવાનું નથી."

તેઓ કહે છે તે વખતે પંડિતા પુરી તરફ એકી નજરે જોઇ કાંપતો કાંપતો કહેવા લાગ્યો—"જૂઓ! જૂઓ! મા આવે છે! મુક્તકેશી, દિગમ્બરી, મુંડમાલાવિભૂષિતા મૂર્તિ જૂઓ! તેનાં હાથમાં નમુંડ અને ખપ્પર શોભી રહ્યું છે, તેના હાથમાં કૃપાણ આપણાં બધાને યમસદનમાં પહોંચાડવા તૈયાર છે. કેવી ભયંકર મૂર્તિ, નાસો! નાસો! ભવાનીપુરની સીમામાં આગળ વધશો કે તરત માનું કૃપાણ તમારા ટુકડે ટુકડા કરી નાખશે.

લૂટારૂઓનાં હૃદય થરથરવા લાગ્યાં. બધાની આંખ આગળ પંડિતાએ કરેલ વર્ણન મુજબ કાલિકાની છબી તરવા લાગી. એકતો દલપતિ પંડિતા પોતે તેને પાછા ફરવાની આજ્ઞા કરે છે; તેમાં વળી સામે કાલી મૂર્તિ તેમનો સંહાર કરવાને ખરેખર આવે છે, આવી ભીતિને લીધે લૂટારૂમાંનું કોઈ ફુરી તરફ આગળ વધી શક્યું નહિ. કોઈ સ્થિર થઇ ઉભું પણ રહી શક્યું નહિ; તેઓ જે માર્ગે આવ્યા હતા તેજ માર્ગે પાછા ફર્યા.

ટોળાંની સાથે જે મશાલો હતી, તે પણ તેમની સાથેજ પાછી ફરી.

મહારાજ જે પ્રકાશ કે દીવા જોતા હતા, તે આ ટોળાંમાંની મશાલો હતી.

ભવાનીપુરી લૂટવા જતાં જતાં ટોળું વચમાંથીજ પાછું વળ્યું, એ જોઇ શંકરને બહુજ ગુસ્સો ચઢ્યો. તે વિચારવા લાગ્યો—"મેં જે આશાથી લૂટારૂઓનો સાથ શોધ્યો, એ આશાતો પૂર્ણ ન થઇ. આ અંધવિશ્વાસી મૂઢ લૂટારૂઓ સાથે મળી કામ લેતાં મારી આશા પૂર્ણ થવાની નથી."

શંકર વિચારવા લાગ્યો—"ત્યારે હવે શું કરવું ! ત્યારે શું મારો સંકલ્પ સિદ્ધ નહિજ થાય ? ત્યારે શું હું રામકૃષ્ણનો જીવ નહિ લઇ શકું ? ત્યારે શું મારૂં આ તીવ્ર વ્રત નિરર્થક ગયું ? શું કરૂં ? શો ઉપાય ગ્રહણ કરૂં ?"

શંકર વિચારમાં પડયો. પંડિતા આગળ આવી ઉભો રહ્યો. વાતવાતમાં વંચકું પડવા લાગ્યું.

શંકર પંડિતાનેજ અપરાધી માનવા લાગ્યો. પંડિતાએ અપ-

રાધ ના કબૂલ કર્યો. પરંતુ એટલું તો કહ્યું કે આપની સલાહ મુજબ ચાલતાં અમે કેટલાંએ ખરાબ કૃત્ય કર્યાં છે, આજે માએ અમને સાવધાન કરી દીધા છે. અમે હવેથી કદી પણ એવાં અન્યાયી કાર્યો કરીશું નહિ"

પંડિતા કદી પણ આવી રીતે શંકર સાથે બોલતો નહોતો. આથી આજે પંડિતાની વાત સાંભળી તેને બહુજ રોષ ચઢયો. રોષથી, ક્ષોભથી, અભિમાનથી શંકર તેજ દિવસે એ ટોળું તજી કોણ જાણે ક્યાં નાસી ગયો. ત્યાર બાદ લુટારૂ ટોળાંમાંથી શંકરનું નામ ભોપાઇ ગયું. શંકરે સર્પની કાંચળીની માફક નવીન નામ ગ્રહણ કર્યું.

* * * * *

બીજે દિવસે સવારમાં મહારાજ રામકૃષ્ણ પાસે એક પત્ર અને હજાર રૂપીઆની કોથળી આવી પહોંચી. એ બંને ચીજો જે વ્યાકત લાવેલ હતી, તે તેણે મહારાજના નોકર સાથે મોકલાવી દીધેલ હતી. નોકર રૂપીઆ ને પત્ર મહારાજને પહોંચાડે તે દરમિયાન પેલી વ્યક્તિ અંતર્હિત થઇ ગઈ.

પત્ર વાંચ્યા બાદ મહારાજ પત્ર લાવનારને બોલાવવા લાગ્યા. પરંતુ પત્તો ન લાગ્યો. આટલી બધી ત્વરિત ગતિથી પત્ર લાવનાર કામ પૂરૂં કરી ચાલ્યો ગયો.

પત્ર કોણે લખ્યો ? રૂપીઆ ક્યાંથી આવ્યા ? પત્ર લાવનાર ગયો પણ પત્ર તો મહારાજ પાસે હતો ! આથી એ વાત સહજમાં જણાઇ જાત. પરંતુ મહારાજ રામકૃષ્ણે એ વાત જાહેરમાં ન મૂકી. કેવળ એકવાર મનમાં કહ્યું " પંડિતા ! તું લુટારૂ છતાં સાધુ પુરુષ છે."

——(०)——

# રાજા રામકૃષ્ણ

ખંડ છઠ્ઠો.

“ मत्तः परतरं नान्यत् किंचिदस्ति धनंजय ।
मयि सर्व्वमिदं प्रोतं सुत्रे मणिगणाइव ।
रसोऽहमप्सु कौन्तेय प्रभाऽस्मि शशिसूर्ययोः ।
प्रणवः सर्ववेदेषु शब्दः खे पौरुषं नृषु ॥ ”

श्रीभगवद्गीता.

હે ધનંજય ! મારા સિવાય સંસારમાં સૃષ્ટિ–સ્થિતિ–લયનું શ્રેષ્ટ કારણ કશું નથી. સુતરમાં જેમ મણકા પરોવાયા હોય, તેમ મારામાં આખું વિશ્વ સમાએલું છે.

હે કૌંતેય ! હું પાણીમાં રસરૂપે, ચંદ્રસૂર્યમાં તેજરૂપે, સર્વ વેદમાં પ્રણવધ્વનિરૂપે, આકાશમાં શબ્દરૂપે અને મનુષ્યોમાં પૌરુષરૂપે છું.

રાજા રામકૃષ્ણ.

પ્રથમ પરિચ્છેદ.

## જયકાળીની પૂજા.

જયકાળીનાં મંદિરનાં આંગણામાં એકી સાથે સેંકડો નગારાં વાગી રહ્યાં.

આજે તો કાળીપર્વ નથી! ત્યારે અકસ્માત્ આ ઉત્સવ થવાનું કારણ શું?

માતાજીની ષોડશોપચાર પૂજા કરવાની વ્યવસ્થા થઇ છે. મંડપમાં બ્રાહ્મણ-પંક્તિ ચંડિપાઠ ભણે છે, ધૂપ દીપાદિથી આખું મંદિર સુગંધિત થઇ રહ્યું છે. તે સાથે નગારાના નિનાદથી રાજધાની કંપી રહી છે.

એક તરફ બ્રાહ્મણ ભોજનની તૈયારી થઇ રહી છે. અન્ય તરફ ગરીબોને ભોજનની વ્યવસ્થા થાય છે. રાજ્ય[illegible] અમલદારો એજ કાર્યમાં રહેલા છે.

કેમ? આ મહોત્સવ શાનો

મહારાજ રામકૃષ્ણ કેટલાક માસ થયાં ભવાનીપુરમાં રહ્યા છે. રાજકાર્યમાં ધ્યાન આપતા નથી, આ વાતની મહારાણી ભવાનીને ખબર મળતાંજ તેઓએ તેમને નાટોર લઈ જવાની વ્યવસ્થા કરી. પરંતુ નાટોર ગયા છતાં મહારાજનું મન રાજ્યની વ્યવસ્થામાં નજ પેઠું. વિષય સંપત્તિ તેને ઝેર સમાન જણાવા લાગી.

જે કાલીશંકર ભૂષણા પરગણામાં જઈ જમીનદારી સ્વાહા કરી જવાના પ્રયત્નો કરતો હતો, તેને મહારાજ રામકૃષ્ણના કારભારીઓના ઉદ્યોગથી નાટોર કેદ કરી લાવવામાં આવ્યો. મહારાજે તેના બધા અપરાધો માફ કર્યા. તેને કંઇ દંડ દેવો તો બાજૂએ રહ્યો. પણ કાલીશંકરની માગણી મુજબ ભૂષણા પરગણું તેને ઇજારે આપ્યું. બગુડા જિલ્લાનાં શેરપુર વગેરે સ્થાનો મહારાજે પોતાના હજુરિયા અનુપનારાયણને દાનમાં આપ્યાં. એજ રીતે બીજી સંપત્તિ પણ ધર્માદા કે દાન રૂપે બીજાને આપવા લાગ્યા. મહેસુલ ઉઘરાવવા તરફ પૂરૂં ધ્યાન ન આપ્યું. કોઇ કોઇ નાયેબ–ગુમાસ્તા વચમાંથીજ પૈસા ઉડાવવા લાગ્યા. તેઓને સજા કરવાના પ્રયત્નો થતાંજ તેઓ રડી પડતા કે તરત મહારાજ તેને છોડી મૂકતા.

રૂદ્રનારાયણ ઠાકુર આમ થવાથી મહારાણી ભવાની પાસે ચાલ્યા ગયા. આ તરફ કંપનીનું મહેસુલ ન ભરાવાથી સંપત્તિ એક પછી એક હરરાજ થવા લાગી. બેચાર માસમાં આ બધા બનાવો બની ગયા.

જે દિવસે પ્રથમ કંપનીના કર બદલ અમુક સંપત્તિ નિલામ થઇ તેજ દિવસે મહારાજે મોટી ધામધુમ સાથે જયકાળીની પૂજા કરવાની વ્યવસ્થા કરી. તેણે ઉચ્ચ કંઠે પ્રાર્થના કરી. "હાશ! હવે હું બચ્યો! આજે મારૂં એક બંધન છિન્ન થયું!"

આજે જે આનંદોત્સવ થઇ રહ્યો છે, જે જયનિનાદ મચી રહ્યો છે; જે બ્રાહ્મણ તથા ગરીબો સંતોષાઈ રહ્યા છે તે બધું મહારાજને પેલાં નિલામની ખબર પડતાંજ શરુ થયું છે. એક તરફથી મહા આડંબરપૂર્વક પૂજા-હોમાદિ ક્રિયા થાય છે; બીજી તરફ મા સન્મુખ હાથ જોડી મહારાજ પ્રાર્થના કરે છે કે-"મા! તું ઇચ્છામય છે, તમારી ઇચ્છા ક્યારે પૂરાશે, તે કોણ જાણે તેમ છે! કોણ જાણે કેટલા દિવસે તું મારાં બંધન તોડીશ!"

પહેલાં નિલામ વખતે જે પ્રકારે જયકાલીની પૂજા થઇ હતી, તેવીજ રીતે બીજી વખતે બીજી સંપત્તિ નિલામ થઇ, તે વખતે પણ મહારાજે ષોડશોપચારે મહામાયાની પૂજાની વ્યવસ્થા કરી હતી.

---

## દ્વિતીય પરિચ્છેદ

### વેરનું ઇનામ!

"The fairest action of our human life,
In a scorning to revenge an injury."
—Lady Carew.

---

સંસારી વિચારે છેઃ-"રૂપીઆ એજ ગોલમાલનું કારણ છે;" જે સંસારથી વિરક્ત છે, તે વિચાર કરે છે કે "રૂપીઆ

સર્વસ્વચ્છ છે, રૂપીઆથી મનની કાળાશ વધતી નથી." સંસારીની આગળ રૂપીઆ ગોલમાલનું કારણ પણ છે અને નથી પણ ખરૂં. જેની જેવી પ્રવૃત્તિ તેની આગળ રૂપીઆ તેના જેવું જ સ્વરૂપ ધારણ કરે છે, જેમ જેમ તેને ખટપટનું મૂળ ધારો, તેમ તેમ તે ખટપટનું મૂળ બનતો જાય છે, અને જેમ જેમ તેને પાપ-શૂન્ય માનો તેમ તેમ તે પાપ શૂન્ય બનતો જાય છે.

સાધુઓ કહે છે—"પૈસા હોય તો પણ દોષ છે, ન હોય તે પણ દોષ છે. મનુષ્ય માત્ર કામનાના દાસ છે જેઓ કામનાના પ્રધાન છે, તેઓ પૈસા છતાં મુંઝાય છે; અને રૂપીઆ ન હોય તો પણ મુંઝાય છે."

રામકૃષ્ણ દારિદ્રનું સંતાન હતા; અતુલ ઐશ્વર્યના અધિપતિ થયા, હવે સુખી થઇશ એવો તેનો વિશ્વાસ હતો. પરંતુ તે તો અત્યારે દારુણ દુઃખમાં દિવસો ગાળે છે. વિષયને તે દારૂણ બંધન માની બેઠા છે. અને તે બંધનથી અનિંષ તરફડે છે.

આ તરફ તેનોજ બાળ સ્નેહી રાખાલ, સંસારની સાથે દારુણ સંગ્રામ કરતાં છતાં, કુકર્મ અને ખરાબ વર્તનને પ્રાણુમન સોંપ્યા છતાં પૈસા મેળવી શકતો નથી. તેના ક્ષોતાથી તેની જિંદગી અશાન્તિમય બની ગઇ છે. તેનો બાલસ્નેહિ ગોપાલ, મહારાજ રામકૃષ્ણના નામથી ઓળખાઈ અનાયાસે અર્દ્ધબંગેશ્વર થયો છે, અને તે સમસ્ત જીવન " હાય પૈસા ! હાય પૈસા ! ! " કરી તરફડે છે, છતાં દરિદ્રતા દૂર કરી શકતો નથી. ગોપાલ રાજા થયો, અને રાખાલ ભિખારી રહ્યો. ગોપાલ કરોડપતિ થયો અને રાખાલ કોડી પણ સંચય કરી શકયો નહિ ! આ શું ઓછા ક્ષોભનો વિષય છે ? આ ષનિલર્થ રાખલાનું હૃદય રાત દહાડો સવાલ કરે છે; દારિદ્રયના ડંખ

ગમે તેવા કઠોર હો પણ ગોપાલ રાજા થયો એ સ્મૃતિ તે વીંછીની માફક ડંખ મારી ઉન્માદ કરી મૂકે છે.

મહારાણી ભવાનીએ જે દિવસે ગોપાલને ખોળે લીધો, જે દિવસે મનોભંગ થઇ રાખાલ ઘેર પાછો ફર્યો, તે દિવસથી રાખાલના હૃદયમાં ઇર્ષાંકુર ફુટયો છે. પિતા હલધરના ઉત્સાહથી તે વિષાંકુર ધીમે ધીમે મોટો થયો છે. અત્યારે તે વિષમય ફળ આપવા માટે મોટાં ઝાડ સમાન થઇ. તેનાં સમસ્ત હૃદયને પરાધીન બનાવી રહેલ છે.

રાખાલને એજ વિચાર આવે છે કે "ક્યા ઉપાયથી રામકૃષ્ણને નીચો પાડું ક્યા ઉપાયથી રામકૃષ્ણની અતુલ સંપત્તિ તાબે કરૂં.!'

પિતાને ઉસ્કેરી રાખલે બે ત્રણવાર ખુલ્લી રીતે રામકૃષ્ણનાથી વિરુદ્ધ ઝુંડા ઉઠાવ્યા હતા. બાગુરા ગામના રઘુનંદન લાહિડીના કુટુંબીઓની સહાયતાથી રામકૃષ્ણને પદભ્રષ્ટ કરવા માટે નવાબ મીર જાફર પાસે જે ફરિયાદ થઇ હતી, તેમાં પણ પ્રધાન ઉત્સાહદાતા રાખાલજ હતો. હલધર તે બાબતમાં કાર્ય કરતો હતો, પણ દોરી ખેંચતો હતો રાખાલ. રાખાલ બધાં કાર્યોમાં પિતાનો સોબતી હતો. પરંતુ તે વખતે તે નાનો હોવાથી અદાલતમાં આવી શકે તેમ નહોતું. તેથીજ પોતાનાં કુકર્મો માટે પ્રજાજનમાં સારી રીતે જાહેર પણ થયો નહોતો.

બધાં તરકટો તૂટી ગયાં, રાખાલે તેથી બીજો માર્ગ લીધો.

જે દિવસ જયકાલિની પૂજા થઈ હતી, તેજ દિવસે રાત્રે મહારાજ રામકૃષ્ણનું મન બાગસરનાં સ્મશાન ભણી દોડયું. તેજ રાત્રે મહારાજ છૂપી રીતે ફરીથી બાગસરનાં સ્મશાન ક્ષેત્ર તરફ ચાલ્યા.

× × ×

રાત્રિ ભયંકર હતી આકાશમાં વાદળાં ચઢયાં હતાં, આકાશ કાળાં વાદળાંથી છવાઇ ગયું હતું. જાણે જાણે વિદ્યુત્ ચમકે છે. કડકડ કરતા મેઘ ગર્જનાના કાટકા દિગન્ત કંપાવી રહ્યા હત.

એકાએક વાયુ ફુકાયો, મેઘમંડલના કકડેકકડા થઇ ગયા. વરસાદ ન વરસ્યો.

પ્રકૃતિનું આ વૈચિત્ર્ય જોઇ મહારાજ રામકૃષ્ણ ચંચળ થઇ ગયા. આકાશ તરફ જોઈ ઉંચી નજર કરી મનમાં બબડવા લાગ્યા—

" વરસાદ કેમ ન વરસ્યો ? મારા હૃદયરૂપી મરૂભૂમિમાં કોઈ વખતે કાળાં વાદળાં છવાય છે, ક્વચિત વીજળી ચમકે છે, કદી અશનિપાત થાય છે; પરંતુ વરસાદ કેમ વરસતો નતી ? દુશ્ચિંતારૂપી વાયુ ! તું એ બધું ક્યાં ઉડાવી નાખે છે ? ટીપે ટીપે વરાળ એકઠી થઈ વાદળાંનો જમાવ થાય છે; પ્રચંડવાયુ આવીજ રીતે ઉડાવી દેછે ! "

મન કંઇપણ જવાબ આપી શકયું નહિ. મહારાજે પોતાની મેળેજ કહ્યું—" ત્યારે ઉપાય શું ? આ મરૂભૂમિમાં શું કદીપણ મેઘનો સંચાર નહિજ થાય ? વર્ષાનાં પૂરથી પૃથ્વી પલળી જાય છે; મારા પ્રાણમાં શું પ્રેમનાં પૂર નહિજ ચડે ? ઓ દીનાનાથ ! તમારી કરૂણાની સુધાધારાથી મારા પ્રાણને પલાળો. "

બોલતાં બોલતાં વિચારતાં વિચારતાં તેણે જોયું કે. સામે મા આદ્યશક્તિની મૂર્તિ વિરાજમાન છે ! મનપોકાર કરી ઉઠયું " પ્રાણાર્પણ કરી માની પૂજા કર " મહારાજની હૃદયતંત્રી ઝણઝણી ઉઠી. માના અપરુપ રૂપનાં વર્ણન કરતી કવિતા મહારાજના કંઠમાંથી સ્વત: નીકરી પડી.

કવિતા ગાતાં ગાતાં મનમાં વિચાર આવ્યા; "રક્તજબાનાં ફુલ રૂપી હૃદય અને રક્તરૂપી ચંદન મારાથી માને અર્પણ કરી શકાશે" તેમણે પ્રતિજ્ઞા કરી-"હું પણ છાતી ચીરી મારા લોહીનું ચંદન કાલીને ચડાવીશ."

× × ×

આ શું? આ ભયંકર રાત્રે અંધકારમાં મુખ છુપાવી, ઉન્માદની માફક કાંપતું કાંપતું પેલું કોણ આવે છે?

પાસેની ચિતાના પ્રકાશમાં આવનારના હાથમાં કોઇ પ્રકાશિત ચીજ જણાય છે? તે શું તીક્ષ્ણ છરી છે? મહારાજની છાતીને લક્ષ્ય કરી એ તીક્ષ્ણ ધારવાળી છરી હાથમાં પકડી એ આવનાર કેમ આગળ વધે છે?

આવનારનું મુખ ભીષણતાથી પરિપૂર્ણ થઈ ગયું છે! તેનાં આખા શરીરપર કાળી મેશ ચોપડેલી હતી; કેડપર ભેટ બાંધેલી હતી. આવા ભીષણ વેશમાં, આવી ઘોર રાત્રિના વખતમાં, છરી હાથમાં લઈ, મહારાજ તરફ શા માટે આવે છે?

જૂઓ! તે ધીરે ધીરે પાસે આવ્યો! જૂઓ તેણે છરી ઉપાડી! જૂઓ જૂઓ હમણાંજ તે છરી મહારાજનાં હૃદયને ચીરી નાખશે!

આ શું! તે પાછો કેમ ફર્યો? વળી પાછો કેમ વળ્યો?

મારાએ જોયું કે રામકૃષ્ણનું વદનમંડળ સરલતાની શુભ્રજ્યોતિથી પરિપૂર્ણ છે. તેનાં મુખપર દયા દાક્ષિણ્યાદિ ભાવો પ્રફુટી નીકળી, સ્વર્ગીય શોભા બતાવી રહ્યા છે!

તેથી શું તે પાછો ફરી આવ્યો! આવી નિર્દોષ, શાંત, મૂર્તિ જોઈ તેના હૃદયમાં દયાનો સંસાર થયો!

આ શું ! મારો ચમકયો કેમ ?

મારાના મનમાં આવ્યું કે " આ ઉદાર સહૃદય મહાત્માને વિના કારણ શામાટે મારૂં ! મારે પૈસાની જરૂર નથી ! મારી વૈરવૃત્તિનો નાશ થાઓ ! આવું ક્રૂરકર્મ હું કદી કરી શકીશ નહિ ! હું તેના ચરણમાં લેટી પડીશ. તેની ક્ષમા માગીશ.

મારો આમતેમ કરવા લાગ્યો. શું કરવું તે નક્કી કરી શક્યો નહિ.

આશું ! પાછો ફર્યા છતાં તે પાછો આગળ કેમ વધ્યો ? વળી તે તીક્ષ્ણ છરી મહારાજ તરફ કેમ ઉગામી !

દુર્મતિરૂપી રાક્ષસીએ તેનું માથું ભમાવી નાખ્યું.

મારો વિચારવા લાગ્યો–' હું આટલો બધો કાયર છું ! શું હજુ સુધી મારૂં મન દ્દઢ ન થયું ! હવે હું પાછો નહિજ ફરૂં. રામકૃષ્ણ ! આજે તારી મુક્તિ નથી ! '

એવો દ્દઢ સંકલ્પ કરી છરી ઉપાડતો તે આગળ વધ્યો. પણ આ શું ! મારો ચિત્કાર કરતો ભૂમિપર કેમ પડયો.

મહારાજ રામકૃષ્ણને મારવા આગળ વધતાંજ મારાએ જોયું કે મા ભૈરવી હાથમાં તરવાર લઇ તેનું માથું કાપવા તૈયાર થઇ રહી છે " તેથી તે બ્હીકથી " મા, મા " કરતાં ભૂમીપર પડયો. તેના હાથમાંની છરી જમીનપર પડી ગઇ. એ છરીના ખખડાટથી મહારાજ રામકૃષ્ણનું ધ્યાન ભાંગ્યું. મહારાજ ચમકી ઉઠયા.

આ આવનાર તે કોણ !

આતો દસ્યુપતિશંકર ! ભવાનીપુરનું મંદિર લૂટવામાં વિઘ્ન આવતાં તે આ રીતે પોતાનું વેર વાળવા આવ્યો છે ?

શંકરને મહારાજ ઓળખતા નહોતા. પરંતુ શંકરનું મુખ તેને પરિચિત લાગ્યું. તેના હૃદયમાં કેટલાય દિવસની શુભ સ્મૃતિ જાગ્રત થઇ.

મહારાજે પૂછ્યું—"તું કોણ છે ? આવી અંધારી રાત્રે શ્મશાનમાં આવવાનું કારણ શું ?"

મહારાજે જમીનપર પડેલા પેલા ઘાતકનો હાથ પકડી ઉભો કર્યો.

" હું, હું ! મને ક્ષમા કરો ! ' એમ કહી આવનાર મહારાજના પગમાં પડયો.

" આ શું ! આતો પરિચિત અવાજ છે ! સ્વર સાંભળી, મુખ જોઇ મહારાજ બોલી ઉઠયા, " રાખાલ ! રાખાલ ! તું આવે સ્થળે ક્યાંથી આવી ચડયો ભાઇ !

આવનારનો હાથ પકડી મહારાજે કહ્યું. "ભાઇ ! ઘણા દિવસ થયાં હું તને જોઇ શકયો નહોતો, તેથી આજે મને ઘણો આનંદ થાય છે ! કેમ ખુશીમાં છે ને ભાઇ ! "

બેસો મારો કંઇપણ બોલી શકયો નહિ. તે અનેક ક્ષણ સુધી મહારાજના મુખ સામું જોઇ રહ્યો. તેના મુખપર પશ્ચાત્તાપનાં ચિન્હો જણાવા લાગ્યાં.

તેને નિરુતર જોઇ મહારાજે કહ્યું-" રાખાલ ! કેમ બોલતો નથી ! તને આવા વેશમાં કેમ જોઉં છું ?

આવનાર હવે નિરુત્તર રહી શક્યો નહિ. તેનું હૃદય ધડકવા લાગ્યું. તેણે કહ્યું " હું હવે રાખાલ નથી ! હું રાખાલનું પ્રેત છું; હું દસ્યુપતિ શંકર છું. શા માટે આવ્યો હતો ? આ છરીના ઘા વડે તમારા પ્રાણ લેવા."

રામકૃષ્ણ નવાઇ પામ્યા. જે દસ્યુપતિ શંકરના નામથી ઉત્તર બંગાળા સર્વદા થરથરતો હતો, તે દસ્યુપતિ તે શું તેનોજ બાલમિત્ર! રામકૃષ્ણ એ માનવા આનાકાની કરવા લાગ્યા. શંકર દસ્યુપતિ રાખાલ હોય તોપણ તે વળી તેનેજ મારવા આવે, તે તો તદ્દન અસંભવિત લાગ્યું. તેથી તેણે પૂછ્યું,—"ભાઇ ! તું શું મારી પરીક્ષા કરે છે તું મને મારવા આવ્યો હો, તે હું કદીપણ ખરૂં ન માની શકું."

આવનાર શોક કરતો બોલ્યો, "હું ખરૂં કહું છું, હુંજ શંકર લૂટારો છું. હું સત્ય કહું છું. હું સત્ય કહું છું કે હું તમને મારવાજ આવ્યો હતો."

રામકૃષ્ણ—"કેમ ભાઇ ! તેં શામાટે આ ધંધો લીધો ? મેં તારો કંઈ અપરાધ કર્યો હતો કે તું મને મારવા આવ્યો ?"

રાખાલ મુંગો મુંગો રડતો હતો. તે આ પ્રશ્નનો શો જવાબ આપી શકે ?

રામકૃષ્ણે વળી કહ્યું—"બોલ ભાઇ ! તું મને શામાટે મારવા આવ્યો હતો ? મને મારવાથી તને શો ફાયદો થાત ! તું બધી વાત કહે. તું ગમે તે ઇરાદાથી મારો ઘાત કરવા આવ્યો હશે પણ તારો હેતું હું નક્કી પાર પાડીશજ."

રાખાલ નવાઇ પામ્યો. તેના મનમાં વિચારો આવ્યા—"રામકૃષ્ણ કોણ છે ? રામકૃષ્ણ શું દેવ છે ! હું લૂટારો છું હું તેને મારવા આવ્યો હતો; તે મને કહે છે કે તારે જેની જરૂર હોય, તે કહે; હું તે પૂરૂં પાડીશ. આવું શું કોઇ પણ માણસ કહી શકે ?"

જેમ જેમ વિચારો આવતા ગયા, તેમ તેમ રાખાલનું હૃદય

પશ્ચાત્તાપથી ઉભરાવા લાગ્યું. તે રામકૃષ્ણના પગમાં ફરીથી પડયો, ધીમે રહી બોલ્યો—"ભાઇ! ક્ષમા કર-મને ક્ષમા કર. તને ઓળખી ન શકવાથી મેં આ કુકર્મમાં હાથ નાખ્યો હતો-હવે હું સમજી ગયો કે તું માણસ છતાં દેવ છે! તું મને ક્ષમા નહિ કરે તો મારો પશ્ચાત્તાપ નકામો છે."

રામકૃષ્ણ—રાખાલનો હાથ પકડી ઉભો કર્યો, અને કહ્યું "ભાઇ તું નકામો શા માટે પસ્તાવો કરે છે! જે થયું તે થઇ ગયું. હવે તું શા માટે મને મારવા આવ્યો હતો, તે કહે એટલે મારો ઉદ્વેગ જાય. તું જરા પણ સંકોચાઇશ નહિ. મને સ્પષ્ટતાપૂર્વક બધું કહે."

રાખાલ—"હું ભયંકર પાપી છું! મને ઉચિત શિક્ષા પ્રાણદંડની છે! આ છરી પડી છે તે મારી છાતીમાં મારો! મારાં પાપનો યોગ્ય બદલો મળે."

એમ કહી ગાંડાની માફક જઇ તે છરી ઉપાડી રાખાલે કહ્યું-"આપને જો સંકોચ થતો હોય તો આપની આગળ આ છરી મારી છાતીમાં હુંજ ભોકું છું"

રાખાલ પોતાની છાતીમાં છરી ભોકવા તૈયાર થયો, રામકૃષ્ણે તેનો હાથ પકડી કહ્યું, "રાખાલ! તું ગાંડો થયો છે કે? હું તો તને કશું કહેતો નથી, તો પછી તું શા માટે આત્મહત્યા કરવા તૈયાર થયો છે? આત્મહત્યા તો પાપ છે!"

રાખાલ—"હું જે પાપ કરવા આવ્યો હતો, તેની આગળ આ પાપ તો તુચ્છ છે! હું વિના કારણ આપના જેવા દેવતાને મારવા તૈયાર થયો હતો! મારાં પાપની તે હદ છે?"

એમ કહી રાખાલ એક પછી એક પોતાની જિંદગીનો હેવાલ કહેતો ગયો. કેવી રીતે ખોળે લેવાની ક્રિયામાં નિષ્ફળ નિવડવાથી તેનો ઈર્ષાનલ સળગી ઉઠયો, રાજૈશ્વર્યની ઇચ્છાથી માગવા આવતાં કેવી રીતે અપમાન થયું, અને તેથી તેનું વેર લેવાની કેવી રીતે પ્રતિજ્ઞા લીધી; શંકરનું નામ સ્વીકારી દસ્યુદલમાં ભેળાઇ ભવાનીપુર પર આક્રમણ કરી રામકૃષ્ણને મારી નાખવાનો વિચાર દસ્યુઓની બીકથી કેવી રીતે ભાગી પડી, અને છેવટે કંઇ પણ ન વળવાથી સ્મશાન ભૂમિપર રામકૃષ્ણનું લોહી રેડવાના વિચારથી થયેલું આગમન વિગેરે બાબતો તેણે એક પછી એક જણાવી.

મહારાજ રામકૃષ્ણે પૂછયું, "ભાઇ, જો તું પૈસાના લોભથી જ મને મારી નાખવા આવ્યો હોય, તો મને મારવાથી તને શો ફાયદો થવાનો હતો? મારા મરણ પછી તો તું કોડી પણ ન પામત! તો પછી તું કઇ ઇચ્છાથી આવું કામ કરવા તૈયાર થયો હતો?"

રાખાલ—"મહારાજ, હવે મને શા માટે મુંઝાવો છો? તે વાત યાદ લાવતાં મારૂં હૃદય ચિરાઇ જાય છે. હવે મારી એક જ વિનંતિ છે કે આપ એ છરી મારા હાથમાં આપો; હું મારે હાથે આ પાપપૂર્ણ જીવનનો અંત લાવું."

રામકૃષ્ણ—"ભાઇ! એક પાપનાં દુઃખથી તરફડે છે, ત્યાં બીજાં પાપમાં પડવાની મરજી શા માટે કરે છે? બધી વાત કહે; હજુ પણ શાન્તિ મેળવવાનો ઉપાય છે? કહે ભાઇ, આજે શી આશાથી આ સ્મશાનમાં મને મારવા આવ્યો હતો?"

રાખાલ—"મારી સાથે એક બીજા માણસને પણ ખેંચી લાવવો પડશે! તેથી ખરી વાત કહેવામાં આનાકાની કરતો હતો. પરંતુ આપ ફરી ફરીને આજ્ઞા કરો છો, તેથી કહું છું."

એમ કહી રાખાલે એક માણસનું નામ લીધું. તે મહારાજ રામકૃષ્ણનો જ્ઞાતિ ભાઇ હતો. મહારાજ રામકૃષ્ણનું જો મરણ થાય તો મહારાજની કેટલીક સંપત્તિ તેના હાથમાં આવી શકે તેમ હોવાથી, તે કેટલાક દિવસ થયાં તેમની હત્યા કરવાના પ્રયત્નો કરતો હતો. કોઇ પણ રીતે કાર્ય તમામ ન થતાં છેવટે તેણે દસ્યુપતિ શંકરની મદદ માગી. શંકરરૂપી રાખાલ પણ તેજ માગતો હતો. એટલે બંનેનો મેળ મળ્યો. સર્ત્ત થઇ શકે કે રામકૃષ્ણનાં મરણ બાદ તેનો જ્ઞાતિભાઇ જે કંઈ મેળવે તેનો અર્ધો ભાગ રાખાલને આપવો. મહારાજ રામકૃષ્ણ તે રાત્રે એકલા સ્મશાનમાં આવવાના છે, તેની ખબર પણ મહારાજના પેલા જ્ઞાતિભાઇએ આપી હતી.

મહારાજ રામકૃષ્ણ જેમ જેમ વાતો સાંભળતા ગયા, તેમ તેમ તેને થવા લાગ્યું કે " હાય પૈસા ! તુંજ બધા અનર્થનું મૂળ છે." તેણે વિચાર્યું કે મારી પાસે અતુલ સંપત્તિ છે, તેમાંથી થોડો ભાગ મેં રાખાલને આપ્યો હોત તો રાખાલ આવી નીચવૃત્તિ અવલંબન કરત નહિ ! " વળી વિચાર કર્યો,–" મારા જેવા ધનકુબેરોજ દેશમાં જેટલાં કુકર્મો થાય છે, તેનું મૂળ છે. અમે જો દેશની બધી દોલત ન લઇ બેસત, જો બધી દોલત બધાંને સરખે ભાગે વેંચાઇ ગઇ હોત, તો દેશની ઘણીખરી અશાન્તિને કુકર્મો નાશ પામત."

વિચારતાં વિચારતાં મહારાજ રામકૃષ્ણે રાખાલને કહ્યું–" ભાઇ, તારૂં બધું કષ્ટ દૂર થાય, તું જેથી સારા માર્ગે જીવન ગાળી શકે, તે માટે હું બધી વ્યવસ્થા કરીશ."

રાખાલ એકી નજરે રામકૃષ્ણના મુખ તરફ જોઇ રહ્યો. તેણે મનમાં કહ્યું, " રામકૃષ્ણ ! તું કોણ છે ! હું તને ઓળખી શકતો નથી. તું દેવતા છે ! "

મહારાજે વધુમાં કહ્યું કે—"ભાઇ, તેં જે મારા જ્ઞાતિ ભાઇની વાત કહી, તેની ઇચ્છા પણ હું પૂર્ણ કરીશ. તેને કહેજે કે જો તેને બીજો કોઈ ઉદ્દેશ ન હોય, તો મારી હત્યા કરવાની જરૂર નહિ પડે. તેણે ધારેલ સંપત્તિ કરતા વધુ હું તેને કાલે જ આપીશ.

## તૃતીય પરિચ્છેદ.

### શઠેશઠ.



પરસ્પર પરસ્પરની શત્રુતા કરવા તૈયાર થયા.

—સાંખ્યતત્ત્વ.

શ્મશાનમાંથી બને જણ એ રસ્તે નગર તરફ ચાલ્યા. એ સ્વભાવના એ લોકોનું ચિત્ત એ પ્રકારના ભાવથી ઉછળવા લાગ્યું.

મહારાજ રામકૃષ્ણ વિચારવા લાગ્યા-" હાય ભ્રાન્ત જીવ! તુચ્છ અર્થને માટે તમે અનાયાસે બીજાંનો જીવ લેવા તૈયાર થાઓ છો. મા જગદંબા તમારા પ્રતિ કયારે કરુણાયુક્ત નેત્રે નિહાળશે? કયારે તમે પૈસાનું અસારત્વ અનુભવી શકશો! પૈસો-દોલત કેટલા દિવસને માટે?"

રાખાલ વિચારતો હતો-" રામકૃષ્ણ ખરેખર માણસ નથી. તે માણસના રૂપમાં દેવ છે. તે જો દેવ ન હોય, તો મા ચામુંડા પોતે

તેનું રક્ષણ કરવા કેમ આવે? તેની સાધનાને ધન્ય છે, તેના યોગને ધન્ય છે! યોગના પ્રભાવથી તેણે પોતાના દેહ અને પુરીનાં રક્ષણનો ભાર કાલીને સોંપ્યો છે. બે બે વાર હું વિફળ થયો છું. બે બે વાર નૃમુંડમાલિનીએ સંહારિણી મૂર્તિ ધારણ કરી મારા પર હલ્લો કર્યો છે! યોગબળથી, સાધનાના બળથી રામકૃષ્ણે આવું અલૌકિક કાર્ય કર્યું છે. મા પોતે પ્રત્યક્ષ રીતે રામકૃષ્ણનું રક્ષણ કરવા ઉભાં રહે છે! આવું તો મેં કદી જોયું નથી, સાંભળ્યું નથી. રામકૃષ્ણ કયાં ગુણવડે જગજ્જનનીને વશ કરવાને સમર્થ થયા! મા જગદંબા જેને સહાય છે, તેને કોણ સતાવી શકે? રામકૃષ્ણે આજે મને તેનું ઉદાહરણ આપ્યું!"

એ પ્રમાણે વિચારતો વિચારતો રાખાલ આગળ વધતો હતો, તે વખતે ભૂતન.થરાય તેની સામા આવી ઉભાં. ભૂતનાથરાય મહારાજ રામકૃષ્ણના જ્ઞાતિભાઇ હતા. તેની જ પ્રેરણાથી રાખાલ રામકૃષ્ણને મારી નાખવાના કામમાં જોડાયો હતો.

રામકૃષ્ણને મારી નાખી દસ્યુપતિ શંકર આવતો હશે, એવી આશાથી ભૂતનાથ રસ્તાપર જ તેની રાહ જોઇ ઉભો હતો.

શંકર આવ્યો. કેમ—તેના હાથ તો લોહીથી ખરડાયેલા નથી! તેનાં મુખ પર તો ભીષણતાનું ચિન્હ માત્ર જણાતું નથી! પરંતુ તે તો અત્યારે જાણે નવીન માણસની પેઠે નવીન વિચારોમાં મશગુલ છે. આશું! શંકરમાં આટલું બધું પરિવર્ત્તન કેમ થઇ ગયું?

ભૂતનાથે શંકર સામે આવી પૂછ્યું—"કેમ શંકર! શું કરી આવ્યો! તારા હાથમાં લોહીથી ખરડાએલી છરી જોવાના ઇરાદાથી હું અહીં ઉભો છું. કયાં એ છરી કયાં? તારા શરીર પર તો લોહીનો છાંટો પણ નથી! શું તું નદીના પાણીથી એ બધું ધોઇ આવ્યો છે?"

રાખાલે ઉન્મત્તની માફક જવાબ આપ્યો—"હા. હા. એ બધું હું ધોઇ આવ્યો છું. એ દેવતાના સ્પર્શથી મારા બધાં પાપ દૂર થઇ ગયાં છે. હવે હું શંકર નથી. આજથી જાણજે કે શંકર મરી ગયો છે. તું પણ સારૂં ઇચ્છતો હોય તો મારે રસ્તે વળ."

ભૂતનાથે કૌતુહલવશ થઇ પૂછ્યું—કેમ? શું થયું છે? ત્યારે તમે શું રામકૃષ્ણને મારી શકયા નથી? ત્યારે શું રામકૃષ્ણ હજુ જીવતો છે?"

રાખાલ—"રામકૃષ્ણ મહાપુરૂપ છે! રામકૃષ્ણ દેવતા છે! તેની હત્યા કરવાની શક્તિ મારામાં નથી? જો મારૂં માને તો કહું છું કે તમે પણ તેને શરણ જાઓ. તેનાં ચરણ પકડી માફી માગો."

ભૂતનાથ ગર્જી ઉઠયો. ક્રોધથી કાંપતા અવાજે બોલ્યો—"પ્રવંચક! કાયર પુરૂપ! તું મને ભૂલાવવા આવ્યો છે? શું એમ કહે છે કે હું રામકૃષ્ણની ક્ષમા માગું!"

રાખાલ—"આજ નહિ તો કાલે પણ તારે તેની ક્ષમા માગવી જ પડશે. તારૂં બધું તરકટ તેણે જાણ્યું છે."

ભૂતનાથે કહ્યું—"શું-શું! તેં બધી વાત કહી દીધી કે? પાખંડી! પિશાચ! વિશ્વાસઘાતક! તારૂં આવું કામ?"

રાખાલ—"હું વિશ્વાસઘાતક હોઇશ, પણ તારા જેવો તો નહિ જ. હું પિશાચ હોઇશ પણ તારા જેવો તો નહિ જ. હું પાપી પણ છું, પણ તારા જેટલો નહિ. હું લુટારૂ થઇ શક્યો છું, પણ તારા જેવો તો નહિ જ."

રાખાલનાં આ કઠોર વાકયનો જવાબ ન આપતાં ભૂતનાથે કહ્યું

"રામકૃષ્ણને તું મળ્યો ? તેની આગળ તેં બધી વાત કહી દીધી છે ? અથવા તું વચનમાંથી જ પાછો વળ્યો છે !"

રાખાલ—"શંકર રસ્તામાંથી પાછો વળે એવો નથી. મેં તેને બધી વાત કહી છે. જો તું પણ એવી દશામાં આવી પડત તો એમજ કરત. તારો વાળ પણ વાંકો થવાનો નથી. તેની હત્યા કરવાનો ઉદ્દેશ તેના વડે જ સિદ્ધ થશે. તે મહાપુરૂષ છે ! તે દેવતા છે !"

ભૂતનાથે મનમાં વિચાર્યું—"રામકૃષ્ણે આને વશ કર્યો છે. આ નરપિશાચે પૈસાના લોભથી તેની તાબેદારી સ્વીકારી છે, તેની પાસેથી જ રામકૃષ્ણ બધી વાત જાણી શકયો છે. હવે શું કરવું ? શો ઉપાય ?"

ભૂતનાથને ચૂપ જોઈ રાખાલે પૂછયું,,– શું કહે છે ? તમે મહારાજ પાસે આવી તેને શરણ માગવાને ખુશી છો કે ?"

ભૂતનાથ ફરીથી ગર્જી ઉઠયો: "પાપી પિશાચ ! લાંચ આપી લુટારૂને પણ તે વશ કરી શકે; પણ હું તારા જેવો નીચાશય ચંચળ ચિત્તવાળો નથી, મારૂં મન કદી પણ પાછું હઠે તેમ નથી. તું ડરપુ છે, તું પૈસાનો દાસ છે. તું અર્થ લોભથી તેના પગ ચાટવા તૈયાર થયો છે. હવે હું તારૂં કદી મુખ નહિ જોઉં. દૂર થા, તું મારી આગળથી જા.!"

રાખાલ—"તારાં પાપનું ફળ તારે જલદી ભોગવવું પડશે."

એમ કહી તીવ્ર દૃષ્ટિથી ભૂતનાથ સામું જોઇ તે ચાલ્યો ગયો. ભૂતનાથ રોષથી, ક્ષોભથી કાંપવા લાગ્યા.

રાખાલના ગયા બાદ ભૂતનાથે મનમાં નક્કી કર્યું: આ લુટારાને પકડાવી દેવો જોઇએ " એવો વિચાર કરી તેણે નક્કી કર્યું કે " આજે

પકડાવી દેવાથી કંપની ઇનામ આપશે. માટે આ સુયોગ જવા દેવો નહિ. શંકર પકડાવાથી એક તરફથી ઈનામ મળવાની આશા છે, બીજી તરફથી તેનું કહ્યું કોઇ માનશે નહિ. જો મહારાજ રામકૃષ્ણ આગળ શંકરે મારી વાત કરી હશે, તો પણ ત્યારબાદ એ બધું ઉડાવી શકાશે."

ભૂતનાથને શંકરના ઠેકાણાની પ્રથમથીજ ખબર હતી. નાટોરમાં તુરતજ સ્થપાએલાં થાણાના દારોગાને તે ઓળખતો હતો. તેજ રાત્રે શંકરને પકડાવવાને માટે ભૂતનાથ તરકટ કરવા લાગ્યો.

---

## ચતુર્થ પરિચ્છેદ.

### ઉપાય-પ્રાપ્તિ.

The world's esteem is but a bribe,
To buy their peace you sell your own;
The slave of a vain-glorious tribe.
Who pate you while they make you known."
—Cowper.

---

બીજે દિવસે સવારમાં મહારાજ રામકૃષ્ણ રાખાલની વાટ જોતા રહ્યા; પરંતુ રાખાલ તો નજ આવ્યો. ભૂતનાથને બોલાવવા માણસ મોકલ્યું, પણ તેનો પત્તો ન લાગ્યો. મહારાજે ધાર્યું કે

"શરમના માર્યાં મોઢું છૂપાવે છે કે અનુશોચનાના તીવ્રતાપથી સંકોચ પામતા હશે!"

એમ જાણી તેઓની શોધમાં સ્થાને સ્થાને લોકો મોકલવાની ઇચ્છા થઇ. તેણે નિર્ણય કર્યો કે રાખલ તથા ભૂતનાથને હું યોગ્ય પૈસા આપીશ પૈસાના લોભથી તેઓ ખરાબ કામ કરવા તત્પર ન થાય, તેવી વ્યવસ્થા કરીશ. રાખાલ મારો બાલમિત્ર છે, ભૂતનાથ મારો જ્ઞાતિ બાઇ છે. જો તેમને સન્માર્ગે ન લાવું, જો તેની મતિ ન ફેરવું, તો પછી મારી દોલતનો શો સદુપયોગ! મારા જીવનનું શું મહત્ કાર્ય !!

મહારાજ રામકૃષ્ણ મનમાં મનમાં આવા વિચારો કરે છે, તે વખતે એક અડચણ આવી પડી. દરવાને સમાચાર આપ્યા કે દીલ્હીથી બાદશાહનો દૂત આવ્યો છે યોગ્ય આદરમાન આપી તેનો સત્કાર કર્યો છે. દિવાન આપની પાસે આવે છે."

"બાદશાહનો દૂત! દિલ્હીથી! શા માટે આવ્યો છે?" મહારાજ કંઇ નક્કી કરી શકયા નહિ.

થોડીજવારમાં દિવાન વગેરે અમલદારો આનંદ બતાવતા બતાવતા મહારાજ પાસે આવી પહોંચ્યા. દિવાને કહ્યું-"દિલ્હીના સમ્રાટે આપનાં કર્ત્તવ્યોથી સંતુષ્ટ થઇ, આપનાં સારાં કાર્યોથી જાણીતા થઇ, આપને "મહારાજાધિરાજ પૃથ્વીપતિ બહાદુર"નો ખિતાબ આપ્યો છે. બાદશાહના દૂતે દીલ્હીથી આપને માટે બાદશાહની સહી સાથેની સનંદ આણી છે. તેની સાથે ઇસ્ટ-ઈંડિઆ કંપની અને બંગાળાના નવાબના પ્રતિનિધિઓ પણ આવ્યા છે, તે લોકો જાહેર રીતે દરબાર ભરી દેશના આબરુદાર લોકો સમક્ષ આપનાં ગુણગાન કરી સમ્રાટની સહી સાથેની સનદ આપને અર્પણ કરશે."

મહારાજ રામકૃષ્ણ મનમાં જરા હસ્યા. તેમણે મનમાં કહ્યું, "બાદશાહની પાસેથી સનદ ! વળી નવું બંધન ! ઇચ્છામયી તારા ! તારા મનમાં જે હોય તે કર." તેણે મોટેથી પૂછ્યું "આવનારના સત્કારની વ્યવસ્થા કેવી રીતે કરી ?"

દિવાન—"તેમના આવવાના સમાચાર મુર્શિદાબાદના પત્રમાં મેં પ્રથમથી જ જાણ્યા હતા. માટે તેમના સત્કારમાં કશી ખામી આવી નથી."

દિવાને બીજું એ પણ જણાવ્યું કે–"સમ્રાટે આપેલ સનદને માટે રાજધાનીમાં મહોત્સવ કરવાની જરૂર છે. એક દિવસ હાથી ઘોડા વગેરે સજી સ્વારી કાઢી મહારાજે શહેરમાં ફરવા નીકળવું પડશે. એ પ્રસંગે રાજધાનીમાં ધામધૂમ કરવાની જરૂર છે."

મહારાજે જરા હસી કહ્યું–"બીજું કંઇ કરવાની જરૂર છે ?"

મહારાજના મનનો વિચાર દિવાન સમજી ગયો. તેણે કહ્યું.–"બીજું જે કરવાનું છે, તે તો મહારાજનું નિત્યવ્રત છે! દેવપૂજા, બ્રાહ્મણ ભોજન, ગરીબોને ભોજન એ બધાં કાર્યો તો સાધારણ હિસાબમાંજ ગણાય છે."

મહારાજ રામકૃષ્ણે કહ્યું—"દિવાનજી ! બીજી બાબતોમાં અસાધારણ વ્યાપાર જમાવશો, કેવળ પૂજાને દાનમાંજ સાધારણપણું રહેશે કે ?"

દિવાન—"મહારાજ, ક્ષમા કરો. આ સંસારમાં દાનાદિ કાર્યે હંમેશાં અસાધારણપણે થતાં આવ્યાં છે. બીજાને માટે જે અસાધારણ તે આપની પાસે સાધારણ ગણાય છે. માટે મેં નવી વ્યવસ્થા કરવાનું નથી જણાવ્યું."

મહારાજ—"દિવાનજી! આનંદના દિવસો તો થોડાજ આવે છે. આજે આનંદનો દિવસ છે-દિલ્હીના બાદશાહે પદવી મોકલી છે! આજે પણ શું સાધારણ રીતે કામ ચાલશે? મારી ઇચ્છા છે—"

દિવાનજીનો જીવ ઉડી ગયો ચંદ્રનારાયણ ઠાકુર અને રૂદ્રનારાયણ ઠાકુર બંનેએ મળી અનેક મસલત બાદ રાજ્યનું ખર્ચ ઘટે ને આવક વધે એ માટે આ નવીન દિવાન નીમ્યો હતો. દિવાનજીને તેમણે ખાસ ભલામણ આપી હતી કે "સાવધાન! જો જો-ખર્ચ વધતાં રાજ્યનું સત્યાનાશ ન વળે."

દિવાનજીએ તેમની પાસે એ બાબતની પ્રતિજ્ઞા લઇ કારભાર હાથમાં લીધો હતો. માટે મહારાજ જ્યારે વધુ દાનની ઇચ્છા બતાવતા, ત્યારે તેનું હૃદય કંપવા માંડતું આજે પણ મહારાજના મુખે અતિ દાનનું નામ સાંભળતાંજ તે ચમકી ઉઠયા.

મહારાજે કહ્યું—"મારી ઇચ્છા છે કે આ પ્રસંગે મનુષ્યોની એક મોટી પીડા દૂર કરવાનો પ્રયત્ન કરૂં!"

વળી તેજ વાત! મનુષ્યની પીડા દૂર કરવાની વાત! દિવાનજી ચિંતાતુર થઇ ગયા.

મહારાજે કહ્યું—"આપ કદાચ મનમાં હસતા હશો! આપ વિચારતા હશો કે આતે કોણ માત્ર! દુનિયાનો કીટ મનુષ્યોની પીડા મટાડવા તૈયાર થયો છે! તે ખરી વાત છે! પરંતુ દિવાનજી હું કોણ છું? હું તે શું કરી શકું? મા જગજ્જનની વિશ્વમાં ચરાચર વ્યાપી રહી છે. હું તો તેનું અંગમાત્ર છું. જે અંગ દ્વારા જે કાર્ય

કરવાની જરૂર હોય, મા તે અંગ દ્વારા તે કાર્ય સમાપ્ત કરાવે છે. હું તો નિમિત્ત માત્ર છું!"

દિવાનજીએ એ વાતમાં ધ્યાન ન આપ્યું, ખર્ચ કરવાનો આગ્રહ થતો જોઈ તેણે કહ્યું-"આપના હુકમ મુજબ વર્તવા તૈયાર છું. પરંતુ રાજકોષ તરફ નજર રાખી આજ્ઞા કરવા મહેરબાની કરશો."

જે વાત કહેતા હતા, તે મહારાજે ન ઉપાડી. દિવાનજીને કહ્યું-"સમ્રાટે આપેલી સનદને યોગ્ય જે કરવાનું હોય તે કરશો તેમ કરવામાં આપને કષ્ટ ન થાય તે પણ ધ્યાનમાં રાખશો."

દિવાનજીને આવી આજ્ઞા આપી ખરી. પરંતુ મહારાજે મનમાં અનેક કર્તવ્યો નક્કી કરી લીધાં. તેણે નક્કી કર્યું કે-"પૈસા સંબંધી સંકડામણને લીધે જેઓ કુકર્મ કરવા તૈયાર થયાં હોય, અગર કરતાં હોય તેઓનું તે દુઃખ દૂર કરી તેને સુમાર્ગે ચડાવવાં" બીજું; "જેઓ અપરાધી છે તેને ક્ષમા કરી સારૂં ઉદાહરણ બતાવી, તેને સન્માર્ગે આણવાં." ત્રીજું "આ બાબતમાં કદાચ બધો ખજાનો ખાલી થાય તોપણ ન અચકાવું." આ પ્રસંગે ભૂતનાથ અને રાખાલને ખોળવા તરફ મહારાજે ખાસ ધ્યાન આપ્યું.

---

## પંચમ પરિચ્છેદ.

### સ્વારી.

पुरोपकंगपत्रनाश्रयाणां कलापिनामुद्धतनृत्य हेतौ ।
प्रध्मातशंखे परितो दिगन्तान् तुर्यस्वने मुर्च्छति मंगलार्थे ॥
—रघुवंशम् ।

આજે સ્વારી ચઢવાની છે. નગરના રાજમાર્ગો સુંદર રીતે શણગારેલા છે. રસ્તાની બંને બાજૂએ આંબાનાં પાંદડાના તોરણો શોભી રહ્યાં છે. વચ્ચે વચ્ચે ધજા પતાકા ઉડી રહ્યા છે. ઠેકાણે ઠેકાણે કૃત્રિમ દરવાજા, હારબંધ કેળનાં થાંભલા અને પાણી ભરેલા કુંભો રસ્તાને શોભાવી રહ્યા છે. રસ્તાની બંને બાજૂએ, અગાસીઓમાં, છાપરાંપર લોકો જથાબંધ ભેગા મળ્યા છે. ગામેગામથી સ્વારી જોવાને માટે લોકો આવ્યા છે.

રાજ સૈન્ય પદોચિત વેશ પહેરી અસ્ત્ર શસ્ત્રથી સજ્જ થઈ, રસ્તાપર પહેરો ભરે છે. નગરી આજે નવીન જીવન પામી હોય એમ જણાય છે. સેંકડો હાથી, સેંકડો ઘોડા, સેંકડો યોદ્ધાઓ અને સેંકડો આબરૂદાર વ્યક્તિઓ પોતપોતાની પદવી મુજબ સ્વારીમાં ગોઠવવા તૈયાર ઉભેલ છે.

બપોર પછી, ત્રીજા પહોર બાદ વારંવાર તોપના અવાજ થવાથી લોકોએ જાણ્યું કે સ્વારી ચઢી.

ચારે તરફ શંખને ઘંટ વાગવા લાગ્યા. ચારે તરફ માંગળિક ક્રિયાઓ થવા લાગી. ચારણો ગુણગાન કરવા લાગ્યા. દેવો અને ગુરૂજનોને પ્રણામ કરી મહારાજ રામકૃષ્ણ હાથીપર ચઢયા.

સ્વારીને મોખરેજ સો લાઠીવાળા જુવાનીઆઓ લાકડી ખભે લઇ કુદતા કુદતા ચાલતા હતા. તેઓમાંના દરેકની આકૃતિ યમદૂત સમાન હતી. તેનું શરીર કદાવર હતું, છાતી વિશાળ હતી, હાથપગ લોખંડ જેવા હતા. તેઓની કેડો બાંધેલી હતી. દેશના પ્રખ્યાત લાઠીવાળાઓમાંથી આ સો જણને ચુંટી કાઢવામાં આવ્યા હતા. તેમની પછી ભાલાંવાળા પહેરેગીરો હતો. તેઓનો પહેરવેશને આકૃતિ વગેરે લાઠીવાળા જેવાં જ હતાં. તેઓના એક હાથમાં ઢાલ ને બીજા હાથમાં ભાલાં હતાં. ત્યારબાદ સો તરવારવાળા યોદ્ધાઓ હતા. તેઓએ બખ્તર પહેરેલાં હતાં, તેઓનાં માથાપર શિરસ્રાણ હતાં. તેઓએ તરવારો ઉઘાડી રાખેલી હોવાથી માણસોની આંખો ઝંખવાઇ જતી હતી. તેમની પછી સો બંદુકધારી પાયદળ હતું. રાતા રંગનાં લુગડાંથી તેઓનાં શરીર ઢંકાએલાં હતાં. તેઓનાં માથાંપર પાઘડી શોભતી હતી. તેમની પછી સો ઘોડેસ્વારો હતા. તેઓનાં શરીર ચિત્ર વિચિત્ર પહેરવેશથી શોભતાં હતાં. તેઓની કેડે તરવાર લટકતી હતી. તેઓએ એક હાથમાં ધજાવાળો દંડ પકડેલો હતો. ત્યારબાદ સો સુસજ્જિત હાથી મંદગતિએ ચાલતા હતા. આગળને પાછળના થોડા હાથી રૂપેરી સાજથી શોભતા હતા, મધ્યના હાથી સુવર્ણના સાજથી ચકચાક થઇ રહ્યા હતા. બધાની વચ્ચે ચાલતા એક હાથીનો સાજ તો બધાથી ઉત્કૃષ્ટ હતો. તે હાથીપર મહારાજ રામકૃષ્ણ બેઠા હતા. હાથીની પેઠેજ મહારાજનાં વસ્ત્રાભૂષણ પણ અમૂલ્ય હતાં. મહારાજના માથાપર મણિમુક્તા ખચિત છત્ર શોભી રહ્યું હતું. ગળામાં

કિંમતી મોતીની માળા હતી. શરીર પર મણિ માણિક્ય ખચિત મૂલ્યવાન સોનેરી પરિચ્છદ હતો. મહારાજ ઐરાવત પર બેઠેલ ઇન્દ્રની માફક શોભતા હતા. મહારાજની આગળને પાછળ દેશની આબરૂદાર વ્યક્તિઓ પદવી અનુસાર શોભતી હતી. બાદશાહનો દૂત અને કંપની તથા નવાબના પ્રતિનિધિઓ પણ એજ હાથીઓ પર હતી. હાથીઓની પાછળ અશ્વારોહીને પદાતિક સૈન્ય ચાલતું હતું. તેની પાછળ વળી તરવારવાળું પાયદળ, ભાલાંવાળું પાયદળ અને લાઠીવાળા શોભતા હતા. આગળ ને પાછળ લાઠીવાળા પછી ને પહેલાં ભેરી, તુરી, નગારાં વગેરે વાજિંત્રો વગાડતા વગાડતા વાદકો સ્વારીની શોભા વધારતા હતા. સ્વારી પાછળ અસંખ્ય જોનારાની સેના ચાલતી હતી.

એક રંગતેથી નીકળી, શહેરની પ્રદક્ષિણા કરી, બીજે માર્ગે વળી મહારાજનો હાથી જ્યારે "બંગોજવળ" નામના દરવાજા આગળ આવ્યો; ત્યારે રક્ષક સૈન્યની હાર તોડી એક તેજસ્વી સંન્યાસી મહારાજ સામે આવ્યો. આટલાં બધાં માણસોમાંથી કોઈ પણ તેને અટકાવી શક્યું નહિ. સંન્યાસીએ મહારાજ સામે આવી કહ્યું— "મહારાજ! આજ શું ખરૂં સુખ છે?"

મહારાજની મોહનિદ્રા ઉડી ગઇ. સંન્યાસીની તરફ નજર કરતાંજ મહારાજને દિવ્ય ચક્ષુ મળ્યાં. તેને ભૂત ભવિષ્યની વાતો સાંભળી! બાળપણની વાત સાંભળી? પંખીને છોડવાની વિનંતિ સાંભળી! સંન્યાસીનું જ્યોતિર્મય મુખ સાંભર્યું! કંઠરવ સાંભળ્યો! દશભુજાના મંદિર પરનો તિરસ્કાર સાંભળ્યો! સુતાં, બેસતાં જાગતાં જે મૂર્તિ હૃદયપર અંકાઇ રહી હતી, તે યાદ આવી.

હાથીનાં પૃષ્ટ પરથી કુદી પડી સંન્યાસીનાં ચરણ પકડયાં. સંન્યાસીએ તેમ કરતાં અટકાવી મહારાજાને આલિંગત કર્યું. બધા વિસ્મય પામી તેના તરફ જોઇ રહ્યા. કોઇ કશું બોલ્યું નહિ.

આ સંન્યાસી તેજ શ્રીજી હતા.

સ્વારી પૂરી થઇ. સંન્યાસીનો હાથ પકડી મહારાજે મહેલમાં પ્રવેશ કર્યો.

---

## છઠ્ઠ પરિચ્છેદ.

### સંન્યાસી પાસે.

Our birth is but a sleep and a forgetting;
The soul that rises with us, our life's Star,
Hath had elsewhere its setting,
And cometh from afar:
Not entire forgetful-ness.
But trailing clouds of glory do we come
From God who is our home
Heaven lies about us in our infancy."
Wardsworth.

---

મહારાજ રામકૃષ્ણ સંન્યાસી સાથે પોતાના ઓરડામાં ગયા ત્યાં બંનેની વચ્ચે વાતચીત થવા લાગી.

સંન્યાસી—"મહારાજ ! આપ શું પૂર્વસ્મૃતિ વિસરી ગયા છો ? આપને શું નથી યાદ આવતું કે આપ કોણ હતા ને હાલ શું છો ? "

સંન્યાસી શું બાળપણુની વાત કહે છે ! સંન્યાસી દક્ષિણેશ્વરના મંદિરની વાત કહે છે ! સંન્યાસી પેલાં સ્વપ્નની વાત કહે છે ? સંન્યાસી કઇ વાત સ્મરી આપે છે; મહારાજ કંઈ સમજી શકયા નહિ.

સંન્યાસીએ ફરીથી કહયું-" આપને સાંભરતું લાગતું નથી. પૂર્વજન્મની સ્મૃતિ ઘણી દૂર ચાલી ગઇ છે. ઘણાં ઢાંકણોથી ઢંકાઈ ગઇ છે, તેથી મને લાગે છે કે આપ યાદ લાવી શકતા નથી ! "

પૂર્વજન્મની યાદ ! આ જન્મની, બે દિવસ પહેલાંની યાદ તો માણસ ભૂલી જાય છે. પૂર્વજન્મની સ્મૃતિ તો બહુ દૂર રહી–તે કેવી રીતે યાદ રખાય ? મનુષ્યની સીમાબદ્ધક્ષુદ્ર ધારણાશક્તિ એ અતીત સ્મૃતિ કેવી રીતે યાદ લાવી શકે, એ સ્મૃતિ નથી માટેજ માણસો ભ્રાન્ત પથિકની માફક ભટકયા કરે છે.

મહારાજ રામકૃષ્ણ, ગમે તેમ પણ સંસારબદ્ધ મનુષ્ય છે. તે સ્મૃતિ મહારાજ રામકૃષ્ણના માનસપટ પર કેવી રીતે આળેખાય ?

સંન્યાસીએ સ્પષ્ટતાથી કહ્યું, " મહારાજ ! યાદ આવે છે–હિમાલયની તળેટીમાં, હરિદ્વારની પુણ્યવતી ભૂમિપર એ સંન્યાસી સાથે આપ યોગાસન પર આરૂઢ હતા. જ્યાં મૃગચર્મ પર બેસી આપ યોગ સાધના કરતા હતા. ત્યાં આપના માથા પર બરફમય

પાણીની ધાર ખરખર કરતી પડતી હતી. અનેક દિવસ સુધી આપને ઠંડીનુ ભાન થયું નહિ ટાઢ તરફ ભ્રૂક્ષેપ પણ ન કરતાં નિવાત નિષ્કમ્પ પ્રદીપની માફક આપ આત્માના આનંદમાં મસ્ત હતા. પરંતુ અકસ્માત્ એક દિવસ આપને ટાઢ જણાઇ ઝરાની ધારા અટકાવવા માટે એક કેળનું પાન માથા પર રાખ્યું. એ સુખની ઇચ્છાથીજ આપને યોગભ્રષ્ટ થવું. પડ્યું. તે પછી ગુરુદેવની આજ્ઞાથી દેહ પડયાં બાદ રામકૃષ્ણરૂપે આપનો જન્મ થયો, અને આપ અર્ધબંગેશ્વર થયા.

શ્રીજી જેમ જેમ કહેતા ગયા, તેમ તેમ રામકૃષ્ણની સ્મૃતિ જાગ્રત થતી ગઇ. તેના મનમાં તે કઠોર તપની સ્મૃતિ ધીમે ધીમે પ્રકટવા લાગી, દારુણ ઠંડી, ઠંડીમાંથી બચવાને માટે કેળનું પાન માથા પર મૂકયું, વગેરે બાબતો આછાં ચિત્રની માફક માનસપટ પર ચિતરાઇ, પરંતુ કોઇ પણ વાત સ્પષ્ટ તો નજ થઈ, તેથી તેણે પૂછ્યું—" એ કેટલા દિવસોની વાત છે !—આપે તે કેવી રીતે જાણ્યું ! "

શ્રીજી—મહારાજ ! આપને નથી યાદ આવતું ? આપની સાથે હું પણ યોગ સાધનામાં મસ્ત હતો ! આપ રાજા થશો, એ જાણી મને પણ ભોગ ભોગવવાની વાસના થઇ ! હું યોગભ્રષ્ટ થઇ રજપુતાનાંના બુંદીમાં જન્મ્યો આપે સાંભળ્યું હશે કે બુંદીનો રાજા ઉમેદ સંસારમાં વિષયથી જર્જર થઇ રાજ્ય તજી શાન્તિ મેળવવા માટે સંન્યાસ ત્યાગી થયો હતો. મહારાજ ! હુંજ તે બુંદીરાજ ઉમેદ. અત્યારે મારૂં નામ શ્રીજી છે. શ્રીજીનાં નામથી જ હું સર્વત્ર ઓળખાઉં છું."

રામકૃષ્ણ—"જરા છાયાની માફક એ બધું યાદ આવે છે; પરંતુ કઈ પણ સ્પષ્ટ થતું નથી."

સંન્યાસી—" કેમ ? કઇ બાબતમાં સંદેહ પડે છે ? "

રામકૃષ્ણ—સંદેહ અનેક છે ! મને જોઇનેજ આપને સુખ ભોગવવાની લાલસ થઇ, તો પછી યોગભ્રષ્ટ બુંદીરાજ થઇ આપે જન્મ ગ્રહણ કર્યો હોય તો તે કેટલા દિવસની વાત થઇ ? મારી વય તો અમુક વર્ષનીજ થઇ છે અને બુંદીરાજ ઉમેદને થઇ ગયાં તો ઘણાં વર્ષો થયાં નાનપણમાં પિતામહની પાસે બુંદીરાજના સંસાર ત્યાગની નવાઇ જેવી વાત મેં સાંભળી હતી. તેણે કહ્યું હતું કે તારાજન્મ પહેલાં ઘણાં વર્ષો થયાં બુંદીરાજે સંસાર તજ્યો હતો તેણે કહ્યું હતું કે, તારા જન્મ પહેલાં બાવીસ વર્ષ પહેલાં એ સંસાર ત્યાગી રાજા આપણાં ગામમાં ફરવા આવ્યો હતો. મારા, પિતામહ પાસે મેં એ રાજપુત્રની આકૃતિ પ્રકૃતિ બાબત જે કંઇ સાંભળ્યું છે, તે બધું આપની આકૃતિ પ્રકૃતિ સાથે મળતું આવે છે ખરૂં; પરંતુ, હું સમજી શકતો નથી કે એવું સાદશ્ય શું સંભવિત છે ? એટલુંજ નહિ; મારા બાળપણ વખતે મેં આપની જે મૂર્તિ જોઇ તેજ મૂર્તિ અત્યારે પણ જોઉં છું. તેથી મને ભારે સંશય પેદા થાય છે."

સંન્યાસી—"આપે જે કહ્યું, તે પરથી મને જણાય છે કે બે બાબતમાં આપને સંદેહ છે. પહેલું તો એક આપની સાથેજ યોગભ્રષ્ટ થયા છતાં આપના પહેલાં મેં ભોગો ભોગવી શા માટે સંન્યાસ લીધું ? બીજું યોગાનુષ્ઠાન વખતે મારી જે મૂર્તિ આપે જોઇ હતી તેજ અત્યારે પણ જૂઓ છો. એજ આપના સંદેહો છે ને ? "

રામકૃષ્ણ—"બરાબર. મને લાગે છે કે એ બે ઘટના બનવી અસંભવિત છે."

સંન્યાસી—આપ અદષ્ટ યા કર્મફળમાં વિશ્વાસ કરો છો તો પછી તમારા મનમાં આવો શંશય કેવી રીતે ઉત્પન્ન થાય છે? એક સામાન્ય દૃષ્ટાંતથી એ બાબત સમજાવી શકાય. ખેડુત એકજ દિવસે બી વાવે છે; પરતુ બધાં બી એકજ દિવસે ફણગા રૂપે બહાર આવતાં નથી. એકજ ઝાડપર એકજ ડાળીએ બે ફળ થયાં હોય, છતાં તેમાંનું એક આજે પાકે છે તો બીજું દશ દિવસ પછી પાકે છે; આવી ઘટના ઘણે સ્થળે બને છે. એકી સાથે આપણે બંને યોગભ્રષ્ટ થયા છતાં મેં વહેલો જન્મ લીધો, તે પણ એ દૃષ્ટાંત પરથી સમજાશે. અદષ્ટ જેને જે રીતે દોરી જાય, તેને તેજ રીતે દોરવું પડે છે.

રામકૃષ્ણ—"અદષ્ટજ કર્મફલ છે!"

શ્રીજી—"કર્મફળ એજ અદષ્ટ છે, એકજ વિષય છે—નામ માત્ર જૂદાં છે. જ્યારે કર્મફળ સાધારણ દષ્ટિએ ન પડે ત્યારે તે અ-દષ્ટ બને છે. કર્મફળની અદષ્ટ સંજ્ઞાનું એજ તાત્પર્ય છે. પ્રથમ મેં જે બી અને ફણગાની વાત કહી, તે પરથી આ તત્ત્વ સ્પષ્ટ થશે. બી જ્યારે માટીમાં વાવ્યું, ત્યારે બી રૂપી કર્મ અદષ્ટ રહ્યું. માટીમાં બી છે કે નહિ તે નજરે જણાતું નથી, તે અદષ્ટ તેજ બી જ્યારે ફણગા રૂપે બહાર આવશે, ત્યારેજ તેને કર્મફળ રૂપે સમજી લેવાશે. પૂર્વજન્મ અને પરજન્મના સંબંધમાં પણ આ પ્રમાણે સમજવું જોઇએ. પૂર્વજન્મનાં કર્મો માટીમાં વાવેલાં બીની માફક અદષ્ટ રહી પરજન્મમાં ફળ આપે છે. કર્મ છુપાં રહે છે માટેજ તે સાધારણ દષ્ટિથી જોઇ શકાતાં નથી આપણો આ જન્મ પણ તે કર્મનું ફળ છે. જરા વિચાર કરતાંજ આ બાબત સમજાશે."

રામકૃષ્ણ—ઘણે દૂર જઇ પડયો છું, તેથી સમજતાં વાર લાગે છે. ! ”

સંન્યાસી—દૂર ! તુલના કરતાં કેટલાં દૂર જણાય છે ? ત્રણ દિવસમાં જે બીનો ફણગો ફુટવો સંભવિત છે, તે બીમાંનાં કેટલાંક અડવાડીએ ઉગે છે તેમ સામાન્ય વૃક્ષ તૃણાદિને માટે પણ આટલો અંતરાય ઘટે છે. તો પણ જગતના શ્રેષ્ઠ જીવ મનુષ્યના જન્મ-જન્માન્તરના માર્ગમાં તો ઘણા અંતરાયો છે મનુષ્યની દષ્ટિએ જે સમય યુગ-યુગાન્તર છે, તેજ સમય પ્રભુ પાસે નિમેષમાત્ર છે, તેમની એક નિમેષ-એક મૂહૂર્ત આગળ પાછળ પડતાં, કેટલા યુગ યુગાન્તર-કેટલી કલ્પાન્તર-પાછળ પડી જવાય ! ”

રામકૃષ્ણ—“મારી બુદ્ધિ અલ્પ છે; તેથી ધારણા કરી શકતો નથી. ”

સંન્યાસી-હવે મારી આકૃતિપ્રકૃતિનાં નિત્યત્વના સંબંધમાં આપને જે સંદેહ થયો છે, તે બાબત બે ચાર વાત કહું છું. આપને કર્મફળ પ્રતિ નકી વિશ્વાસ છે યોગરૂપ કર્માનુષ્ઠાન દ્વારા ઇચ્છિત કાર્યો કરી શકાય છે. યોગ પ્રભાવે યોગીઓ અનંતકાળ પર્યન્ત અનાહારે જીવી શકે છે શાસ્ત્ર, પુરાણ વગેરે ગ્રંથોમાંથી સેંકડો ઉદાહરણો મળશે કે યોગમગ્ન યોગી પર રાફડા થઇ ગયા છે, કેટલાક માટીમાં દટાયા છે, કેટલાક પશ્વાદિના ઉદરમાં ગયા છે. યોગબળથી અસાધ્ય કશું નથી મારૂં શરીર આજ સુધી પરિવર્ત્તન વિનાનું રહ્યું છે, તેનું કારણ પણ એજ છે, જે દિવસે હું યોગભ્રષ્ટ થયો, તેજ દિવસે મારી આકૃતિમાં પ્રથમ પરિવર્ત્તન થયું, બુંદિરાજના ઘરમાં જન્મી બાલ્ય, કિશોર, વિગેરે અવસ્થાના પરિવર્ત્તન પ્રવાહમાં તણાયો. ત્યાર પછી વૈરાગ્ય

ઉપજવાથી બધું તજી, સંન્યાસ લઈ યોગાનુષ્ઠાનમાં મસ્ત થયો, ત્યારથી દેહમાં કશો ફેરફાર થયો નથી. તેથીજ આપનાં બાળપણમાં મારૂં જે રૂપ હતું, તેજ રૂપ અત્યારે પણ હૈયાત છે.

રામકૃષ્ણ—"આપને સંસારમાં જ—"

સન્યાસીએ તેને અટકાવી કહ્યું—આપ જે પૂછવા ધારો છો, તે હું સમજી ગયો છું. આપ પૂછવા માગો છો કે " આપને હું તો સંસારમાંજ જોઉં છું, તો પછી યોગ ક્યારે સાધો છો ! તે વાત આપને કેમ સમજાવું ? આપ જરા ધ્યાનપૂર્વક જોશો તો મારા શરીરમાં જરા ફેરફાર થયો છે એ ફેરફાર તેથીજ થયો છે. તમે કહી શકશો કે હું કેમ આવજા કરૂં છું ? સંસારમાં કેમ આવું છું ? "

સંન્યાસીનું રૂપ ફર્યું, તે આવેગ સાથે બોલવા લાગ્યો—" રામ- કૃષ્ણ ! તમને શું સમજાવું. કેમ આવું છું ! એ વાત જે હું સમજી શકતો હોત, તો અત્યાર સુધીમાં મને મોક્ષ મળી ગયો હોત. પરંતુ બંધુત્વના દઢ બંધનથી આપે મને બાંધી રાખ્યો છે, તેથી તમને છોડી હું યોગાભ્યાસમાં તન્મય થઇ શકતો નથી. રાજ તજી યોગ તજી હું તમારી પાછળ પાછળ ભટકું છું. રામકૃષ્ણ ! નક્કી જાણી રાખજો કે તે પણ માયાનું બંધન છે. એ બંધનના દોરથી બંધાઇને હું ભટકું છું. જો તને સંસારબંધનમાંથી છોડાવી લઇ જઈ શકું તો જ મારી યોગસાધના સફળ થાય. અને તે માટે જ વખતોવખત આવી આવી હું ચેતવી જાઉં છું. રામકૃષ્ણ ! આપણા પહેલાં મિલનની વાત યાદ છે ! આપણે કઇ પ્રતિજ્ઞા કરી યોગસાધનામાં મગ્ન થયા હતા, તે યાદ છે ? જો યાદ આવે તો હવે વિલંબ ન કરતા, જલદીથી દુનિયાનું કાર્ય સમાપ્ત કરી લો. "

એમ કહી સંન્યાસી એકદમ ચાલ્યો ગયો. મહારાજ એક ચિત્તે સંન્યાસીની વાત સાંભળતા હતા. અને તેની વાતોમાં બેભાન બની ગયા હતા; એ વખતે સંન્યાસી ચાલ્યો ગયો. સંન્યાસીનાં વાક્યો સંભળાતાં બંધ પડયાં એટલે મહારાજે આંખો ઉઘાડી જોયું કે સંન્યાસી તો નથી. વ્યગ્રભાવે ચારે તરફ જોવા લાગ્યા, પણ સંન્યાસી તો નજ મળ્યો. કયે રસ્તે થઇ સંન્યાસી ગયો તે દરવાન પણ કહી શકયો નહિ.

---

## સપ્તમ પરિચ્છેદ.

### દિવ્યજ્ઞાન.

असतो मा सद्गमय, तमसो मा ज्योतिर्गमय, मृत्योर्मा मृतं गमय

श्री बृहदारण्यकोपनिषत् ।

---

આયુષ્ય. ઉંચાં ઝાડપર કંપતાં પત્ર પર પડેલાં જલબિન્દુની માફક પતનોન્મુખ છે; શરીર, શંકરની શશિકલાની માફક દેખાતું જ નથી; ભોગ માત્ર, વાદળામાં ફરકતી સોદામિનીની માફક ચંચળ છે; જીવના મિત્રો, સજ્જન સમાગમ, ઇત્યાદિ જાળના બંધન સમાન છે; ક્રૂળ કાળરૂપી બિલાડો, સર્વભૂતરૂપી ઉંદરોને ખાઇ જવા વ્યગ્ર થઇ રહ્યો છે; પતનનું પ્રાચુર્ય ડગલે ડગલે છે. આવી અવસ્થામાં મારે શો ઉપાય લેવો ? મારી ગતી શી ? મારો આધાર શો ? ”

ભગવાન રામચંદ્રે કુલગુરુ વશિષ્ઠને એક દિવસ ઉપલો પ્રશ્ન કર્યો હતો. કામક્રોધાદિ રિપુથી ભરપુર આ મહાસાગરની ભીષણતા અનુભવી, વિદ્યાર્થીની માફક, શિષ્યની માફક, મુમુક્ષુની માફક તેણે એક દિવસ વિશિષ્ઠને પૂછ્યું કે "હે ભગવન્! મારે શો ઉપાય લેવો? મારિ ગતિ શું? રસરૂપી રસપ્રદ પારો અગ્નિમાં પડે છે છતાં બળી જતો નથી, તે પ્રમાણે જ્ઞાનરસસંપન્ન સંસારી સંસારરૂપી અનલમાં પડતાં છતાં કેવી રીતે ન બળે; હે બ્રાહ્મણ! તેનો ઉપાય મને કહી દો.

મહામતિ વશિષ્ઠ દેવે શ્રીરામચંદ્રને જવાબ આપ્યો. "મૂક્તિનો માર્ગ જાણવા માટે પ્રથમ મુમુક્ષુને ન્યાયતત્વ જાણવું જોઇએ; ત્યાર પછી સદ્ગુરુ પાસે શાસ્ત્રોનું જ્ઞાન મેળવવું જોઇએ; તે સાથે શાસ્ત્ર મુજબ સદાચારીને સદ્ગુણ સંપન્ન થવું જોઇએ. સાંગ કૃત્યો કરવાં જોઇએ. સત્કર્મની પરંપરા મનુષ્યની મુક્તિના પથરૂપ છે. જે સંસારમાં સ્પૃહાશૂન્ય થઇ ચિત્તને સ્થિર કરી નિષ્કામભાવે કર્મ કરે છે તેજ મુક્તિનો અધિકારી છે.

સંન્યસીના ચાલ્યા ગયા બાદ રામકૃષ્ણના મનમાં શ્રીરામચંદ્ર અને વશિષ્ઠની તે પ્રશ્નોત્તરમાલા યાદ આવી. તે વિચાર કરવા લાગ્યા, "મારી ગતિ શી? મારો ઉપાય શો?" મનમાં બબડવા લાગ્યા, "શાસ્ત્ર વારંવાર કહે છે, ગુરુમુખે વારંવાર સાંભળ્યું છે, મુક્તિ મેળવવી હોય તો ચિત્તને સ્થિર કરવાની જરૂર છે, પરંતુ મારૂં ચિત્ત તો સ્થિર થતું નથી. વાયુથી ઉછળતા સમુદ્રની માફક મારૂં ચિત્ત ઉછળે છે! મારો પૈસો, મારો પુત્ર, મારી સ્ત્રી, મારાં કુટુંબી એવા વિચારોથી, દુશ્ચિંતા રૂપી વાવાઝોડાંથી ચિત્તસાગર ઉછળ્યા કરે છે; ચિત્ત કેવી રીતે શાંત થાય!

રામકૃષ્ણે પોતાના મનમાં જ વિચાર કર્યો:—શાસ્ત્રે રસ્તો બતાવી દીધો છે કે જે વિષય, વાસના અને મોહનો ત્યાગ કરી શકે, તેનું ચિત્ત હમેશાં શાન્ત હોય છે. પરંતુ હું તો તેનો ત્યાગ કરી શક્યો નથી ? મારૂં ચિત્ત કેવી રીતે શાંત થાય ?

વિચાર કરતાં છતાં મહારાજ કશું નક્કી કરી શક્યા નહિ. તેણે વિચાર્યું કે શાસ્ત્ર કહે છે કે "સંશયસ્થળે સદ્‌ગુરૂના ઉપદેશની જરૂર છે."

એ શાસ્ત્રવાક્યનું સ્મરણ કરી, મહારાજ રામકૃષ્ણ ઠાકુર મહાશય પાસે ગયા.

ઠાકુર મહાશય, મહારાજનાં ચિત્તની અવસ્થાથી જાણીતા હતા. આથી પ્રશ્ન સાંભળતાંજ બધી વાત સમજી ગયા. તે સમજી ગયા કે:—મહારાજ રામકૃષ્ણનું મન અત્યારે જે અવસ્થામાં છે. તે અવસ્થામાંથી પાછું સંસારમાં વળે તેમ નથી. માટે એ અવસ્થાને ઉપયોગી ઉપદેશ આપવો જોઇએ.

ઠાકુર મહાશયે કહ્યું,—"તમે જે કહો છો, તે સત્ય છે. શાસ્ત્રે કહ્યું છે કે જે વિષય, મમતા તજે તેનું જ ચિત્ત શાંત થાય છે. શાસ્ત્ર ઉદાહરણદ્વારા એ વાત સમજાવે છે. સમુદ્રમાં તરંગો ઉઠે છે, પણ તે જલમય સમુદ્ર સિવાય બીજું કશું નથી—તેમ આ અખિલ સંસારની વાસનાથી ઉત્પન્ન થયેલ કલ્પનામય જગતરૂપી પ્રપંચ કલ્પનાકુશળ ચિત્તમાં જ ઉછળે છે. વિચાર કરી જોતાં, સંસારની ભાવના છોડી શકતાં, કેવળ માત્ર તે અદ્વિતીયની સત્તા ધ્યાનમાં લાવી, બીજી નકામી ખટપટો તજી દેવાથી સંસારને જન્મ આપનારી વાસનાઓ હંમેશને માટે લય પામે છે, તેનું નામ પણ રહેતું નથી. સંસાર એજ તરંગ

છે. શાંતચિત્તમાં સંસાર નથી. શાંતસમુદ્રમાં તરંગ નથી. તે કેટલું સુંદર છે !"

રામકૃષ્ણ—"આજે નાનાત્વ બોધ, તે પણ પ્રભુ રૂપ જ છે !"

ઠાકુર મહાશય—" ખરૂં ! બધા વિચારનું મૂળ પ્રભુ જ છે. આજે મન બુદ્ધિ અહંકાર વગેરે અને આ જીવગણ ચિન્મયને વટાળી ક્યાં રહી શકે ? આ જે જૂદી જૂદી વસ્તુમય સંસાર તે શું છે ? જેમ આંખનો રોગ થતાં અથવા દર્પણમાં જોતાં એક ચંદ્ર અનેકરૂપે દેખાય છે, તેમ આપણે ભ્રમમાં પડી તેને જ જૂદી જૂદી વસ્તુરૂપે જોઇએ છીએ."

રામકૃષ્ણ—" તેને સર્વમય ભાવે ક્યારે જોઈ શકીશ ? આ ચંચળ ચિત્ત ક્યારે સ્થિર થશે ?"

ઠાકુર મહાશય—શાસ્ત્ર તેનો રસ્તો પણ બતાવે છે. શાસ્ત્ર કહે છે કે જ્ઞાન અગ્નિ છે અને ચિત્ત તૃણ છે. એ તૃણને તે અગ્નિવડે એવી રીતે બાળવું જોઇએ કે તેનું મૂળ ન રહે. મારો પૈસો, મારો પુત્ર, મારાં કુટુંબી, એજ વાસનાનાં મૂળ છે; એ મૂળ સહિત તેને બાળી મૂકતાં તેની હયાતી જ રહેતી નથી. તેમ ન થાય તો ઉપાડી લીધેલ ઉગાવો જેમ બાળી નાખતા છતાં વારંવાર ઉગે છે, તેમ તે પણ પાછાં વિકાસ પામે છે, ચિત્તનું ચિત્તરૂપ વિકાસ પામે એટલે જગત વિકાસ પામે છે. ચિત્તને દગ્ધ કરો; ત્યારપછી તમારી આગળ જગત રહેશે જ નહિ. ત્યારે જે બ્રહ્મ, તે જ જગત થશે.

રામકૃષ્ણ—જ્ઞાનાગ્નિથી ચિત્તરૂપી તૃણ કેવી રીતે બાળી શકાય ?

ઠાકુરમહાશય—જે મંત્ર ગ્રહણ કર્યો છે, તેજ મંત્રની સાધના

કરવાથી બધો ઉદ્દેશ સિદ્ધ થશે. માનું 'તારા' નામ સંસારબદ્ધ જીવના ઉદ્ધાર માટે છે. તારાના નામનો જપ કરો; ધ્યાન કરો; તેની કૃપાથી સંસાર પારાવાર તરી જવાશે. મા જગજ્જનનીની કૃપા થતાં પછી વિચાર-વિતર્કની જરૂર રહેશે નહિ. મુક્તિના માર્ગ પર મા પોતાની મેળે લઇ જશે 'તારા' માનાં નામ સિવાય આપણે બીજું કયું અનુષ્ઠાન કરવાનું છે ? જગજ્જનની જ્ઞાનસ્વરૂપિણી છે. તેની દયા પ્રાપ્ત થતાંજ દિવ્યજ્ઞાન મળશે. તે દિવ્યજ્ઞાન એજ મુક્તિ."

મહારાજ રામકૃષ્ણ સમજ્યા કે મા જગજ્જનની તારા એજ સંસાર સમુદ્રમાં ઝુકેલી નૌકાની સુકાની છે તેણે મનમાં નિશ્ચય કર્યો કે આજથી બધું ભૂલી, સર્વ ત્યાગી, એ જગજ્જનનીનો આશ્રય ગ્રહણ કરીશ. માના મંત્ર વિના બીજું કયું અનુષ્ઠાન છે !"

તે દિવસથી મહારાજ રામકૃષ્ણે ભવાનીપુરમાં જઇ માની સાધનામાં પ્રવૃત્ત થવાનો સંકલ્પ કર્યો; તે દિવસથીજ હંમેશને માટે રાજપાટને જલાંજલિ આપી, સંપૂર્ણરૂપે સંસારનાં બંધનથી છિન્ન થવાનો સંકલ્પ કરી માનો મંત્ર સાધવામાં મન ને પ્રાણ સોંપી દેવાનો નિશ્ચય કર્યો.



## અષ્ટમ પરિચ્છેદ.

### પ્રથમની તૈયારી.

What shall I render thee Father supreme,
For Thy rich gifts, and this the best of all.
—Mrs. Sigourney.

મહારાજ રામકૃષ્ણ સંસાર બંધન તોડી નાખશે. રાજ્ય તજી જીવનનો અવશિષ્ટકાળ ભવાની મંદિરમાં ગાળશે. આ જાતના વિચારે મહારાજના મનમાં દૃઢ થયા. તેનો વિચાર ચારે તરફ જાહેર થઇ ગયો. મહારાજ ભવાનીપુર જતા, પણ થોડા દિવસ રહી પાછા આવતા રહેતા, પરંતુ આ વખતે આટલી બધી ધામધુમ કેમ? શા માટે, કેટલા દિવસને માટે મહારાજ ભવાનીપુર જાય છે? જો કે મોઢેથી કોઇને આ વાત કહી નહોતી. છતાં ક્રિયાકલાપ દ્વારા બધી વાત જાહેર થઇ ગઇ હતી.

ભવાનીપુર જતી વેળા છેલ્લે દિવસે મહારાજે દાનની પરાકાષ્ટા બતાવી દીધી. મહારાજ રામકૃષ્ણ તે દિવસે બીજા બલિરાજા કે દાતા કર્ણ રૂપે અવતર્યા હોય તેમ જણાયું. તે દિવસે શત્રુ મિત્રનો વિચાર ભૂલી જવાયો, જેને જેનું દુઃખ હોય તેને તેનું દુઃખ દૂર કરી દીધું.

ભૂતનાથનાં તરકટથી શંકર પકડાયો હતો. તેને પકડવા જતાં શંકરના અસ્ત્રાઘાતથી ભૂતનાથ માર્યો ગયો હતો. મહારાજ રામકૃષ્ણે ભૂતનાથનાં સંતાનોને માટે અને રાખાલના વારસો માટે યોગ્ય દાન સંપતિ આપી. શંકર પકડાયો છે એ જાણી લુટારૂ પંડિતાએ મહા-

રાજનું શરણ લીધું. રામકૃષ્ણે ઘણી ચેષ્ટા કરી પણ શંકરને છોડાવી શક્યા નહિ. શંકરને જન્મ દેશનિકાલની સજા થતાં પંડિતા સ્ત્રી-પુત્ર સાથે રામકૃષ્ણને શરણે આવ્યો; છેવટે મહારાજના ઉપદેશથી પંડિત, દસ્યુવૃત્તિ તજી પરસેવાવ્રત ધારણ કરી કૃતકર્મનાં પ્રાયશ્ચિત દાખલ જીવન ગાળવા લાગ્યો. મહારાજનાં ભવાનીપુર ગમન સબબ પંડિતાનું કુટુંબ મહારાજનું નોકર બન્યું. પંડિતા મહારાજનો નોકર થઇ તેની સાથે ભવાનીપુર ગયો.

આટગ્રામમાં મહારાજ રામકૃષ્ણનાં માબાપ હતાં. તેઓ ઘણા દિવસ થયાં મરણ પામ્યાં હતાં. તેમના પિતા હરિદેવરાય સાથે હલધરમિત્રને ઘણા દિવસ સુધી વિરોધ ચાલ્યો હતો. પરંતુ નાટોર રાજની સહાયતાથી એ બધી વિપાત્ત ટળી ગઇ હતી. આટગ્રામમાં અત્યારે મહારાજ રામકૃષ્ણના ભાઇઓ રહેતા હતા. ભવાનીપુર જતાં પહેલાં એમનું કોઇપણ દુઃખ દૂર કરવાની ગફલત કરી નહિ.

આ વખતે અને મહારાજ રામકૃષ્ણથી દાનશીલતાથી નાટોર રાજ્યની આવક અનેકાંશે કમી થઇ ગઈ હતી. મહારાણી ભવાનીએ જ્યારે રામકૃષ્ણના હાથમાં રાજ્ય સોંપ્યું, ત્યારે ગવર્મેન્ટને લગભગ પીસ્તાળીશ લાખ રૂપીઆ કર દેવો પડતો હતો. પરંતુ મહારાજે જ્યારે રાજ્ય તજ્યું, ત્યારે કરનો દર ઓછો થઇ બત્રીસ લાખ રહ્યો હતો. રામકૃષ્ણના અમલમાં ઘણી સમ્પત્તિ નિલામ થઇ ગઇ. ઘણા રૂપીઆ અમલદારો ખાઇ ગયા. ઘણી જમીન મહારાજે દાનમાં આપી દીધી. મહારાજની આ દાનશીલતાને પરિણામે નાટોરના સામાન્ય અમલદારો પણ-તહશીલદાર, ચોપદાર, જમાદાર અદ્યાપિ પર્યન્ત આજે પણ દાનમાં આપેલી જમીન ભોગવે છે. વળી નાટોર રાજ્યના ભાગમાંથી બીજા ઘણા જમીનદારો ઉત્પન્ન થયા. યશોહરમાંના નડાઇલના જમી-

નદાર વંશ નાટોર રાજ્યની જમીન લઇ તેજ આબરૂદાર થયા છે. હાલમાં બગુડા જિલ્લામાંના શેરપુરના જમીનદારો પણ રામકૃષ્ણની જમીનદારીનો સામાન્ય ભાગ મેળવી જમીનદાર થયા છે. મહારાજના હજુરિયા, અનુપનારાયણ અને કાલીશંકર પણ નવીન જમીનદાર થયા હતા. ત્યાર પછી પુખુરિયા પરગણું મેળવી મયમનસિંહના ચોધુરીઓ પણ જમીનદાર થયા છે. ડિહિ અને આડપાડા પરગણું મેળવી ગોબરડાંગાના મુખોપાધ્યાય વંશની શ્રીવૃદ્ધિ થઇ છે. આ પ્રમાણે મહારાજ રામકૃષ્ણના સંસાર પરની અનાસક્તિને પરિણામે બંગાળામાં ઘણા જમીનદારો થયા.

મહારાજ રામકૃષ્ણ જવાના છે, એ સાંભળી સુંદરીએ પણ સાથે આવવા ધાર્યું; પરંતુ મહારાજે તેમ ન કરવાનું કહ્યું; સુંદરીને તેને સમજાવ્યું—હું તો તારી સાથેજ છું. જ્યારે જરૂર પડશે ત્યારે આવીશ. તું પણ ભવાનીપુર આવશે તો વિશ્વનાથ અને શિવનાથને કોણ સંભાળશે ? બંને કુમારો તો હજુ નાના છે. આવી અવસ્થામાં તેને એકલા રાખવામાં માલ નથી. રાજપુરીની ચારે બાજૂએ તરકટો થાય છે. તરકટીઓ તક જોઇ રહ્યાં છે, કોઇ વખતે શું થાય તે કોણ કહી શકે ? માટે તારે અહિંજ રહેવું. વખત આવશે એટલે હું તને લઇ જઇશ."

પતિની આજ્ઞાથી પુત્રના સ્નેહરૂપી શૃંખલાબદ્ધ થઇ સુંદરી ત્યાંજ રહી. તેણે વિચાર્યું કે "પતિની આજ્ઞા પાળવી એ મારો ધર્મ છે. વળી આ બે બાળકને સંભાળવાં એ પણ મારો ધર્મ છે. માટે મારે ભવાનીપુર જવાની જરૂર નથી." આથી હૃદયની અનિચ્છા છતાં સુંદરી નાટોર રહી.

———:o:———

## નવમ પરિચ્છેદ.

### તેઓ કોણ ?

Thus to relieve the wretched was his pride,
And even his failing leaned to virtue's side.
—Goldsmith.

મહારાજ રામકૃષ્ણ ભવાનીપુર જવાના છે; સહધર્મિણી સુંદરીને પણ સાથે લઇ જતા નથી.

પરંતુ આ કોણ ? આ કોણ સાથે જવા ધારે છે ?

મહારાજ ભવાનીપુર જવાના હતા તે પહેલાં એક સ્ત્રી મહારાજને મળવા આવી. રાજમહેલની પાસેજ તે રહેતી હતી. રાજમહેલમાં તે આવજા કરી શકે તે માટે મહારાજે બધી વ્યવસ્થા કરી દીધી હતી. મહારાજ ભવાનીપુર જવાના છે, એ ખબર સાંભળી તે સ્ત્રી મહારાજ પાસે આવી પહોંચી.

તેણે કહ્યું—"મહારાજ ! આપ જાઓછો, ત્યારે અમે ક્યાં રહીએ ? અમને સાથે રાખો !"

મહારાજ—કેમ ! મેં તો આપને માટે બધી સગવડ કરી દીધી છે. અહિં આપને કાંઇ કષ્ટ થાય છે, એવી મને ખબર મળશે કે તુરત હું બરાબર બંદોબસ્ત કરીશ. તો પછી કેમ સાથે આવવા ચાહો છો ?"

મહારાજની સાથે ભવાનીપુર નહિ જવાય એ વાત સાંભળી સ્રીની આંખમાંથી આંસુ પડવા લાગ્યાં. તેણે ગળગળે કંઠે કહ્યું, “મહારાજ! પૂછોછો કે શા માટે સાથે આવવા ધાર્યું છું? આપનું આ સ્નેહમય મુખ જોઇ, આપનો આ કરુણાપૂર્ણ સૂર સાંભળી અમે પિતા માતાનો શોક ભૂલી ગયાં છીએ. કેટલાય દિવસ થયાં અમે માબાપનો સાથ તજ્યો છે! આ જીવનમાં અમે કદી પણ તેને મળશું, એ આશા નથીજ. અત્યારે આપ અમારા માબાપરૂપે સામેજ હયાત છો. આપ પણ અમને તજી જશો!”

મહારાજ—કેમ મા! આટલી બધી ગભરાય છે? હું ક્યાં દૂર જાઉં છું? ભવાનીપુરતો આ રહ્યું.

સ્રી—“ગમે તેટલું પાસે હોય, પણ મનને ખાત્રી થતી નથી. જ્યોતિષીએ કહ્યું કે તમારાં માતા પિતા જીવતાં છે, પાસેજ હયાત છે. પરંતુ મહારાજ! ક્યાં છે, તે ક્યાં છે? આટલી બધી ખોળ છતાં ભાઇએ તો તેનો પત્તો નથી મેળવ્યો! દૂર હોકે પાસે હો, હું કશું સમજતી નથી. અમે હવે સમજ્યાં છીએ કે આપજ અમારાં મા બાપ છો. આપ અહીં રહો કે બીજે જાઓ; અમે તમારાથી છૂટાં નહિ પડીએ.”

મહારાજ—“મા! મે ઘણીવાર સમજાવી તારા ભાઇને તો પાછો વાળ્યો; તો પછી તમે કેમ માનતાં નથી?”

સ્રી—ભાઇ સમજ્યા હોય, તો ભલે તે રહે, પરંતુ હું તો તમારી સાથે આવીશજ.

મહારાજ—તમેજ ગભરાયાં છો તો પછી તેમને ક્યાંથી સમજાવો.”

સ્રી--કેવળ હુંજ ગભરાઈ નથી. ભાઇને ભાભી પણ ભવાની-

પુર જવાને વ્યસ્ત થઇ રહ્યાં છે. બાઇ કહે છે કે થોડા દિવસ પણ ભવાનીપુર જવાની ઇચ્છા થાય છે. માટે અમને રજા આપો, અમે સાથે આવીએ.

મહારાજ—અહીં તમને સ્થાયી રાખવા માટે બંદોબસ્ત કર્યો છે. તમારે માટે બધું ખર્ચ પણ નક્કી કરી દીધું છે, તો પછી તમે આટલાં બધાં વ્યાકૂળ કેમ છો ? "

સ્ત્રી—" અમારે દોલતનું કામ નથી. આપ અમને ભવાનીપુર લઇ જાઓ બાઇ કહે છે કે જિંદગીના છેલ્લા દિવસો આપની કૃપાથી જો માનાં ચરણમાં ગાળી શકીએ તો અમારૂં સારૂં થશે. મારી વિનંતિ છે કે આપ ના ન પાડતા અમને સાથે લઇ જાઓ."

મહારાજ રામકૃષ્ણે કેટલુંય સમજાવ્યું પણ શ્યામા નજ સમજી. પ્રથમ શિવનાથને આશ્રય આપી કેટલીક શોધ બાદ તેમને તારા અને શ્યામાની ભાળ લાગી હતી. તેઓના વસવાટ માટે મહેલની પાસેજ એક ઘર તૈયાર કરાવી દીધું છે. શંભુનાથ પણ આવી મળ્યો છે. કેવળ કૃષ્ણનાથ ને મહામાયાનો કંઇ પત્તો નથી. વારંવાર શોધ ખોળ કરતાં છતાં નિષ્ફળ થઇ એ વૃદ્ધને વૃદ્ધા મરણ પામ્યાં હશે એમ ધારી લેવું પડયું છે.

રૂપનગરના રાય-પરિવારનાં બાકી રહેલાં કેટલાંક પ્રાણી મહારાજ રામકૃષ્ણનો આશ્રય મેળવી જ્યારે આ રીતે જીવન ગાળતાં હતાં, ધીમે ધીમે અતીતની સ્મૃતિના ગર્ભમાં ડૂબી જતી હતી, તેજ વખતે મહારાજ રામકૃષ્ણના ભવાનીપુર જવાના ઉદ્યોગે એ પૂર્વ સ્મૃતિ તેમના મનમાં જાગ્રત કરી મૂકી.

તેઓ કોઇ પણ રીતે મહારાજને તજી નાટોરમાં રહેવા ઇચ્છતા નહોતાં તેથી મહારાજે તેમને સાથે રાખવાનો નિશ્ચય કર્યો.

\+ \+ \+

રૂપનગરના રાય કૂટુંબનાં ઘરનાં તારા અને શ્યામા કેવી રીતે મહારાજ રામકૃષ્ણના આશ્રય નીચે આવી રહ્યાં? તેઓ કાલાદીઘિમાં કુદી પડી મુસલમાન સૈનિકોના હાથમાંથી તો છૂટયાં હતાં, પરંતુ તેથી તેઓની બધી વિપત્તિઓ ટળી નહોતી. કાલાદીઘિમાંથી બહાર નીકળી તેઓ લૂટારૂના હાથમાં જઇ પડી. તેઓને ઘેર પહોંચાડવાને નામે એકજણે તેના દાગીના લઇ લીધા, અને મધરાતે ઘોર વનમાં તેમને એકલી મૂકી એ નરાધમ ચાલ્યો ગયો. જોતજોતામાં રાત પૂરી થઇ. ત્યારે તેઓ લક્ષ્યહીન ભાવે પશ્ચિમ તરફ જવા લાગી. ચાલતાં ચાલતાં દિવસ પહોરેક ચઢયો, તે વખત તેઓ ભાગીરથી નદીના કિનારાપર જઇ પહોંચી. ત્યાંથી ગંગાને પેલે પાર એક સુંદર મકાન જણાતું હતું. એ મકાન મહારાણી ભવાનીનું બડનગરમાંનું મુખ્ય ધામ હતું. સામે મહારાણીનો મહેલ જોઇ તેઓને ઘણો આનંદ થયો. ઘાટપર સામે પાર જવા માટે નૌકાઓ હતી–તે નૌકાપર ચઢતાં પૈસા પણ આપવા પડતા નહિ. અનેક નરનારી એ નૌકાપર સ્વાર થઇ મહારાણી ભવાનીનાં અન્નસત્રમાં જતાં હતાં. એ જોઇ તારા અને શ્યામા પણ નૌકાપર ચઢી સામે પાર ગયાં. અન્નસત્રના અધિકારીએ તેને આશ્રય આપ્યો. તે વખતે મહારાણી ભવાની કેટલાક દિવસને માટે કાશી ગયાં હતાં, આથી તારાને શ્યામાની વિપત્તિની વાત તેના કાનપર ગઇ નહોતી. આ તરફ તેજ વખતે મહારાણીને આશ્રયે રહેલ કેટલીક સ્ત્રીઓને કાશીએ મોકલવાની વ્યવસ્થા થતી હતી. તે સાથે તારા ને શ્યામા પણ કાશી જવા રવાના થઇ. તેમ કરવામાં

તેના બે ઉદ્દેશ હતા. એક તો અન્નપૂર્ણા તથા વિશ્વેશ્વરનાં દર્શન કરવાં અને બીજું પોતાની બધી વાત મહારાણી ભવાનીને જણાવી એ વિપત્તિમાંથી છૂટવા મદદ માગવી. પરંતુ દુર્ભાગ્યે તેઓ જે દિવસે કાશી પહોંચ્યા, તેથી ત્રણ દિવસ પહેલાંજ મહારાણી જૂદાં જૂદાં તીર્થોમાં ફરવા માટે નીકળી પડયાં હતાં. મહારાણીનો મામાનો પુત્ર નીલમણિ ઠાકુર તે વખતે કાશીમાં મહારાણીના પ્રતિનિધિ રૂપે રહેતો હતો. તારા અને શ્યામાએ કાશીમાં આવી તેમની આગળ પોતાથી બધી કથની કહી. તેઓની વાત સાંભળી નીલમણિ ઠાકુરે રૂપનગરમાં ભાળ કઢાવી. પરંતુ તે વખતે વિપ્લવની વહ્‌ની ચારે તરફ ફાટી નીકળેલ હોવાથી ખબર આવતાં ઘણો સમય નીકળી ગયો. છેવટે જ્યારે નીલમણિ ઠાકુરને ખબર મળ્યા પણ ત્યારે તો રૂપનગરનું અસ્તિત્વ પણ નહોતું. માટે તારાને શ્યામાને ફરજિયાત કાશીવાસ કરવો પડયો.

થોડો વખત ગયો ત્યાર પછી શિવનાથની માગણીથી મહારાજ રામકૃષ્ણ મુર્શિદાબાદ જવા તૈયાર થયા, તે વખતે બડનગરના મહેલમાં આ બાબતની ચર્ચા થઇ. તે વખતે નીલમણિ ઠાકુર થોડા રોજને માટે બડનગર આવ્યા હતા. આ વાત તેમને કાને આવતાં, તેમણે વાત વાતમાં ચંદ્રનારાયણ ઠાકુરને આ વાત જણાવી. આ પરથી તારાને શ્યામા કાશીમાં હશે, એમ માની ચંદ્રનારાયણ ઠાકુરે નાટોર પત્ર લખ્યો. તે પત્રમાં "તપાસ કરીએ છીએ." એટલું જણાવ્યું હતું; પરંતુ તે પત્રથીજ મહારાજ રામકૃષ્ણ મુર્શિદાબાદ જવા બંધ પડયા હતા; અને ત્યાર પછી થોડાજ દિવસે કાશીમાંથી તારાને શ્યામાને નાટોર લાવવામાં આવી હતી. રાજધાનીમાં શિવનાથ સાથે

તેનો મેળાપ થયો. મહારાજ રામકૃષ્ણે નાટોરમાંજ તેમનું રહેઠાણ નક્કી કરી દીધું. તેજ સમયે શંભુનાથ પણ આવી પહોંચ્યો. મહારાજ રામકૃષ્ણની દયાથી મુગ્ધ થઇ તારાને સ્યાખા તેને પિતાની માફક ચાહવા લાગ્યાં. શિવનાથ પણ મહારાજને તજી એક ક્ષણ પણ રહી શકતો નહિ.

પારકાં છતાં તેઓ મહારાજ રામકૃષ્ણને આત્મીય ગણતાં હતા. મહારાજે તેઓનો સંસાર વ્યવહાર સુખે ચાલ્યો જાય, તે માટે બંદોબસ્ત કરી આપ્યો હતો. છતાં તેઓ મહારાજની સાથે ભવાનીપુર જવા તૈયાર થયાં, તે કેવળ પ્રબળ પ્રેમને લીધેજ.

——(०)——

## દશમ પરિચ્છેદ.

### મિલન.

सुखस्यानन्तरे दुःखं दुःखस्यानन्तरं सुखम् ।
न नित्यं लभते दुःखं न नित्यं लभते सुखम् ॥
—महांभारतम् ।

ભવાનીપુરમાં ભવાનીના મંદિરમાં વાસંતીપુજાનો મહોત્સવ છે. પૂજાને સાત દિવસ બાકી હતા ત્યારથી યાત્રાળુઓના ટોળાં શહેરમાં આવવા લાગ્યાં છે; પુજા વખતે એક મોટો મેળો ભરાતો હતો. હાલ નવમીને દિવસે તે મેળો પૂર્ણ થતો હતો એ દિવસે ભ-

વાનીપુરમાં લાખો માણુસો ભેગાં થતાં. એ દિવસે ચારે તરફ દુકાનોના ઠઠ મચી રહેતી. નગરીનું સ્વરૂપ ફરી જતું.

એ વખતે નૃત્ય-ગીત-વાદ્ય વગેરેથી આખી પુરી શબ્દાયમાન થઈ રહેતી. ક્યાંક રામલીલા થતી, ક્યાંક ભજનમંડળીઓ જમતી તો ક્યાંક નટ નાચતા. આ રીતે આખી પુરી રંગરાગમાં ડુબી જતી. વાસંતી પૂજાના ત્રણ દિવસોમાં ત્રણ પાડાનું બલિદાનું અપાતું. તે સિવાય બકરાંને ઘેટાંનો તો પારજ રહેતો નહિ.

મહારાજ રામકૃષ્ણે હોમને માટે એક યજ્ઞકુંડ તૈયાર કરાવી દીધો છે. વાસંતી પુજાના દિવસોમાં દરરોજ બે હજાર બિલીપત્રોનો હોમ થતો. ભોજનની વ્યવસ્થા પણ અવનવી હતી. સવારમાં બાલ્યભોગ, બપોરે મિઠાઇ અને રાત્રે જૂદી જૂદી જાતનાં શાકો સાથે ભોજન કાર્ય સમાપ્ત થતું. યાત્રાળુઓને જ્યારે જોઇએ ત્યારે અનાયાસે માતાજીનો પ્રસાદ મળતો.

આ વાસન્તી ઉત્સવ સબબ, રામનવમીના મેળા સબબ, મહારાજ રામકૃષ્ણે રાજધાનીમાંથી ચિરકાળને માટે વિદાય લીધી. ઘણા નોકર ચાકરો તેની સાથે ગયા. ભવાનીપુરમાં એ બધું મંડળ અગાઉથીજ આવી ગયું હતું. કુટુંબમાંનાં થોડાં ઘણાં માણુસો પણ મેળો જોવાને બહાને સાથે આવ્યાં હતાં. તારા, શ્યામા, શિવનાથને શંભુનાથ પણ મહારાજની સાથે ભવાનીના ધામમાં આવ્યા હતા.

મહારાજ જે દિવસ ભવાનીપુર આવ્યા, તે દિવસે ભવાનીપુરમાં લોકોનો મેળો ભરાયો હતો. એક તો મેળો, અને તેમાંપણ મહારાજ રામકૃષ્ણ પુરીમાં પધારતા હોવાથી તેમને જોવા માટે લોકો

ટોળાબંધ એકઠાં મળ્યાં હતાં. મહારાજની પાસે ભિક્ષા માગવાના ઉદ્દેશથી પણ ભવાની મંદિરમાં ભિખારીઓની ભીડ થઇ હતી.

બીજે દિવસે પૂજા થવાની હતી બધાં પ્રાતઃસ્નાન કર્યાબાદ ભવાની મંદિરમાં દર્શન કરવા જવા લાગ્યાં. તારા, શ્યામા વગેરે પણ મંદિરમાં પૂજાની ઘટા જોવા ગયાં.

દર્શન કરતાં કરતાં, મંદિરની પ્રદક્ષિણા કરતાં કરતાં, મંદિરની પૂર્વ બાજૂએ આવેલાં બીલીનાં ઝાડ નીચે તેની નજર પડી. એ બીલીનાં ઝાડ નીચે જગન્માતાનો દેહ દટાયો હતો. તેથી તે ઝાડ અતિ પવિત્ર મનાતુ હતું. એ ઝાડનું મૂળ મહારાણી ભવાનીએ ઇંટો વડે બંધાવી દીધું હતું. વૃક્ષ ચારે તરફ ફેલાઇ રહ્યું હતું. ઘણા સાધુ સંન્યાસીઓએ વૃક્ષ નીચે સર્વદા વાસ કરતા હતા.

એ ઝાડ નીચે દૃષ્ટિ પડતાંજ શ્યામા બૂમ પાડી ઉઠી. શ્યામાની બુમ સાંભળી શિવનાથને તારા બિલીનાં ઝાડ નીચે જોવા લાગ્યાં.

ત્યાં શું દેખાયું ? તેમણે જોયું કે શ્યામાસુંદરી ધાંટા પાડતી પાડતી એક વ્યક્તિના ચરણમાં પડી. તે વ્યક્તિ બીજું કોઇ નહિ પણ તેના પિતાજ હતા. તરતજ શિવનાથને તારા પણ શ્યામાની પાછળ દોડયાં. પરંતુ પિતાના ચરણમાં પડતાં પહેલાં તેની નજરે પિતાની પડખે બેઠેલ જનની તરફ પડી. માતાપિતા બંને સંન્યાસવ્રત ધારી હતાં, વૃદ્ધને વૃદ્ધા બંને યોગિ—યોગિનીરૂપે ત્યાંજ રહેતાં હતાં.

શિવનાથને શ્યામા જ્યારે પિત માતાના પગમાં પડયાં, ત્યારે ઘણીવાર સુધી કોઇના મોંમાંથી શબ્દ સરખો ન નીકળ્યો. અનેક દિ-

વર્ષો વીત્યા બાદ આ મિલન થવાથી બધાં આનંદનાં આંસુ પાડવા લાગ્યાં. આ આનંદ શું ભાષાવડે વ્યક્ત કરી શકાય ખરો ?

યોગ્ય સમયે આ સમાચાર મહારાજ રામકૃષ્ણ પાસે પહોંચ્યા. સમાચાર જતાંજ મહારાજ તે વૃક્ષ નીચે આવ્યા. તેમણે વૃક્ષ નીચે આવી પિતા-માતાનું પુત્રપુત્રી સાથેનું અદ્‌ભુત દૃશ્ય જોયું.

બધાં નવાઇ પામ્યાં. સંસાર ત્યાગી સંન્યાસીને સંન્યાસી આટલા દિવસ બાદ સંસારની માયામાં બંધાયાં, આ દૃશ્ય જોઈ બધાંને નવાઈ લાગી. મહારાજ રામકૃષ્ણે આવતાં વેંત સંન્યાસીને ઓળખ્યો.

તે એજ બ્રહ્મચારી હતો કે જેણે મહારાજ રામકૃષ્ણને પૂછયું હતું કે "મહારાજ! આપ આપના રાજ્યમાંથી પાપને દૂર કરી શકયા છો ?"

મહારાજ રામકૃષ્ણે પૂછયું—"ઠાકુર! આપજ શું મારા રાજ્યમાં પાપ છે કે નહિ તે જાણવા આવ્યા હતા ?"

સંન્યાસીએ જવાબ દીધો—હા, હું તેજ બ્રહ્મચારી છું. આપની આજ્ઞા મુજબ હું આ વૃક્ષ નીચે આવી વસ્યો છું."

મહારાજ નવાઈ પામ્યા. તેણે તો તેને ભવાનીપુરમાં વસવાનું કહ્યું નહોતું.

મહારાજને નવાઇ પામેલા જોઈ સંન્યાસીએ કહ્યું—"મહારાજ! શામાટે નવાઇ પામો છો ? તે સમયે રુદ્રનારાયણ ઠાકુરે મને શું કહ્યું હતું તે યાદ છે ? તેણે કહ્યું હતું કે "બ્રહ્મચારી! નિષ્પાપ સ્થાન શોધો છો ? જો તેવું સ્થાન મેળવવું હોય તો બિલીનાં ઝાડ નીચે જઇ રહો. મહારાજ! તેમના કહેવા મુજબ હું અહીં બિલ્વ

વૃક્ષ નીચે રહું છું. આના જેવું પવિત્ર સ્થાન દુનિયામાં બીજું કયું છે ? મહારાજ ! સ્થાન માહાત્મ્યનો પ્રત્યક્ષ પુરાવો જૂઓ. મેં મારૂં બધું પાછું મેળવ્યું છે. જૂઓ મારી પાસે મારી સહધર્મિણી છે, મારા ખોળામાં પુત્રીને પુત્રવધૂ છે જેને માટે મેં બધું તજ્યું હતું તે મહારાજ! સ્થાન માહાત્મ્યને લીધે અનાયાસે પ્રાપ્ત થયું છે.

ત્યારબાદ એકબીજાના સુખ દુઃખની વાતો થઇ. જેમ જેમ દુઃખની વાતો થતી ગઇ, તેમ તેમ ભગવાનની દયા સંભાળી ભગવદ્ ભક્તિથી બધાનાં હૃદય પીગળી ગયાં. તેઓની કસોટીની વાતો સાંભળી મહારાજ રામકૃષ્ણ પણ ભગવદ્ ભક્તિમાં લીન થઇ ગયા. મહારાજ રામકૃષ્ણ બોલી ઉઠયા, “મા મંગલમયિ ! મા ! વિશ્વાસ રાખવાની શક્તિ આપ ! અધમ સંતાન તરફજો !”

ત્યારબાદ મહારાજ રામકૃષ્ણે તેઓને નાટોર જવાનું કહ્યું. પરંતુ કોઇએ પાછું જવાનું ન સ્વીકાર્યું. સંન્યાસી વેશ ધારી કૃષ્ણનાથે કહ્યું–“મહારાજ અનેક યંત્રણા સહન કર્યા બાદ હું આ પાપ શૂન્ય સ્થાને આવ્યો છું. હવે શામાટે તે તજવાનું કહો છો? જીવનના છેલ્લા દિવસો તો આ તીર્થ સ્થાનમાંજ ગુજારવા દો એવી મારી પ્રાર્થના છે.

ત્યારથી રાય પરિવારનાં બધાં માણસોએ મહારાજ રામકૃષ્ણ સાથે તાંત્રિક મત ગ્રહણ કર્યો ત્યારથી ભવાની મંદિરની પાસેજ તેમને રહેવાની વ્યવસ્થા થઇ. ત્યારથી બ્રહ્મચારી મહારાજની ભક્તિનો સાથી બન્યો.



## એકાદશ પરિચ્છેદ.

### સાધના.

Who never ate with tears his bread,
And through the long-drawn midnight hours
Sat wepping on on his lonely bed.
He knows you not, ye heavenly Powers!
—Robert Burns.

" મા !–મા !–મા ! "

રામકૃષ્ણ ચારે તરફ માનેજ જૂએ છે. પ્રત્યેક પાંદડાંના ફારકવામાં પ્રત્યેક વાયુની લહરિમાં, પ્રત્યેક પાંદડાંના પડવામાં સર્વત્ર મા શબ્દનો ધ્વનિ થાય છે. પૃથ્વીપર, આકાશમાં, વાયુમાં, પાણીમાં, અંતરમાંને બહાર સર્વત્ર મા જૂએ છે.

દિગન્તવ્યાપિ સુષમાની છટા વ્યાપી રહી છે. દરેક વૃક્ષનાં શિખરપર, દરેક નવમુંજરિત નવીન પત્રદલમાં, દરેક સરોવરનાં કૃષ્ણ કાદમ્બિની તુલ્ય સ્વચ્છ પાણીમાં,–સદા માનું અનુપમ લાવણ્ય ઉછળી રહ્યું છે. પેલા બાલસૂર્યથી પ્રકાશિત મેઘ મંડળમાં દિવ્ય અલંકારોથી ભૂષિત માતૃમૂર્તિ પ્રત્યક્ષ થઈ રહી છે; પેલી કેતકી, કુમુદાદિને વિષે સ્નેહમયી જનનીની કોમળકાન્તિ પ્રસરી રહી છે; પેલી નિર્ઝરિણીની નવીન ધારા પેલી નવવિકાસિત નલિની, પેલો શારદ શશાંક, શું જનનીના સ્નેહાદિ ગુણોથી ભૂષિત નથી ?

મહારાજ રામકૃષ્ણ માતાના મંત્રમાં તન્મય બની માતૃમૂર્તિનું

નિરીક્ષણ કરે છે, અને મનમાં બોલે છે કે "અહા! મા કેવી અનુપમ સૌન્દર્યશાલિની છે! અહા, મા કેવી જગન્મોહિની છે! અહા! મારી મા કેવી સર્વનું કલ્યાણ કરનારી છે! અહા, મારી મા કેવી વિશ્વબ્રહ્માંડમાં વ્યાપી રહેનારી છે!"

લાલ જબાનાં ફુલને વિષે, રાતાં કમળને વિષે માના રંગિત ચરણો પ્રકટ થાય છે. શારદીય ચંદ્રનાં અજવાળાંમાં માતું મધુર હાસ્ય વિલસી રહ્યું છે; સુર્ય-ચંદ્ર-નક્ષત્રનાં તેજમાં માના નયનનો સ્નેહ, માધુર્ય અને દીપ્તિ પ્રકટ થાય છે; ઉત્તર પશ્ચિમાદિ દશ દિશામાંના જનમ-મરણ-પાલન-શત્રુક્ષય-જયપ્રદ દશ બાહુ છે. અને પેલાં આકાશમાંની નક્ષત્રમાળા તે માના મણિમુક્ત ખચિત વાસનાચલ સિવાય બીજું તે હોઈ શકે? વિશ્વરૂપિણી બ્રહ્માંડવ્યાત્યનીમા બ્રહ્માંડનાં કેન્દ્રે કેન્દ્રમાં રહેલી છે, વિશ્વ અણુ-પરમાણુમાં વ્યાપેલી છે."

રામકૃષ્ણ કાંતકંઠે બોલવા લાગ્યા—

"एहंवेहि भगवत्यम्बे शत्रुक्षय-जयप्रद।
आगच्छ मद्गृहदे देवि सर्वकल्याण हेतवे॥"

ઉપલો શ્લોક બોલતાં બોલતાં ઘુંટણભેર થઇ હાથ જોડી ભક્તિ પૂર્વક પ્રાર્થના કરવા લાગ્યાઃ—

"ॐ हरपापं हरक्लेशं हरशोकं हरशुभां।
हरदुःखं हरक्षोभं हरदेवि हरप्रिये॥"

વળી બબડે છે, મા! એક વખત તમારી મૂર્તિ બતાવો, એ વરાભય પ્રદાયિની, મહિષાસુરમર્દિની, દૈત્ય-માનવદર્પહારિણી શત્રુભય-

ક્ષયકારિણી, સર્વકલ્યાણ-વિધાયિની મૂર્તિ બતાવો ! એ શંખ-ચક્ર-ત્રિશૂલાદિ વિવિધ આયુધ સુશોભિત મૃણાલ સદૃશ દશ બાહુ સમન્વિત મૂર્તિ બતાવો! એ ત્રણ આંખોવાળું, પૂર્ણેન્દુજેવું, પ્રસન્ન મુખડું અને સર્વ આભરણોથી શોભતું શરીર બતાવો ! મા, તમારી ડાબી તરફ સૌભાગ્યરૂપિણી કમલદલ વિહારિણી લક્ષ્મી, જમણીતરફ વિદ્યા આપનારી; શ્વેતરંગવાળી, કમળવાસિની સરસ્વતી બેઠી હોય, તે સાથે સર્વ વિધ્નો નાશ કરનાર ગણપતિ અને મયૂર પર આરોહણ કરી બળવીર્યના અવતાર સ્વરુપ દેવ સેનાપતિ તારકારિ કુમાર કાર્તિકેય બેઠા હોય એવી સર્વ કામફળ આપનારી સુંદરમૂર્તિ એક વખત બતાવો મા !"

સાધકના હૃદયમાં માનો આવિર્ભાવ એ કેવો આનંદપ્રદ બનાવ! ભક્ત જ્યારે રાતાં કમળની રાતી પાંખડીઓપર માનું ચરણ મુકાએલું જૂએ; ઉષાના રાગથી રંજિત બાલ સૂર્યનાં અવલોકનમાં જનનીના લલાટપરનું સિંદુરબિંદુ પ્રત્યક્ષ કરે; વિણાને ભૂલાવી દે તેવા પંખીઓના સૂરમાં માનો મોહન ધ્વનિ સાંભળે; વાદળાંની ઘટા જામેલી જોઈ જનનીના છૂટા વીખરાયેલા વાળો યાદ લાવે; ત્યારે પછી આનંદની અવધિ રહે કે ? ભક્ત, પ્રકૃતિના શ્રેષ્ઠ ગુણોથી વિભૂષિત કરી પોતાના માનસ પટપર માતૃમૂર્તિ આલેખે છે. ભક્તના હૃદયમાં, ભક્તના પ્રાણમાં, વિશ્વરૂપિણી વિશ્વરૂપના આકારમાં નો પ્રકટ થાય છે. રામકૃષ્ણ અત્યારે વિશ્વમય માતૃરૂપ જોઇ રહ્યા છે.

માનું અલૌકિક રૂપ જૂએ છે, આંખોમાંથી આંસુની ધારા વક્ષઃસ્થળ પલાળી ચાલી જાય છે; અને મોઢેથી નીચેના સ્તોત્રની અવાજ નીકળ્યા કરે છે,—

न तातो न माता न बन्धु र्न दाता
न पुत्रो न पुत्री न भृत्यो भर्त्ता ।
न जाया न विद्या निवृत्तिर्ममैव
गतिस्त्वं गतिस्त्वं त्वमेका भवानी ॥

भवाब्धिपारे महादुःखभिरौ
पपात प्रकामी प्रलोभी प्रमत्तः ।
संसार–पाश–प्रबन्धः सदाहं
गतिस्त्वं गतिस्त्वं त्वमेका भवानी ॥

न जानामि दानं न च ध्यानयोगम्
न जानामि तन्त्रं न च स्तोत्रमन्त्रम् ।
न जानामि पूजां न च न्यासयोगम्
गतिस्त्वं गतिस्त्वं त्वमेका भवानी ॥

न जानामि पुण्यं न जानामितीर्थम्
न जानामि मुक्ति लयं वा कदाचित् ।
न जानामि भक्ति व्रतं वापि मातर्गतिस्त्वं
गतिस्त्वं त्वमेका भवानी ॥

कुकर्मी कुसंगी कुबुद्धिः कुदासः
कुलाचारहीनः कदाचार लीनः

कुदृष्टिः कुवाक्यप्रबद्धः सदाहम्
गतिस्त्वं गतिस्त्वं त्वमेका भवानी ॥
प्रजेशं रमेशं महेशं सुरेशं
दीनेशं निशीथेश्वरं वा कदाचित् ।
न जानामि चान्यत् सदाहं शरेण्यं
गतिस्त्वं गतिस्त्वं त्वमेका भवानी ॥
विवादे विषादे प्रमादे प्रवासे
जले चानले पर्वते शत्रुमध्ये ।
अरण्ये शरण्ये सदा मां प्रवाहि
गतिस्त्वं गतिस्त्वं त्वमेका भवानी ॥
अनाथो दरिद्रो जरारोगयुक्तो
महाक्षीणदीनः सदा जाड्य वक्तृः ।
विपत्तौ प्रविष्टः प्रनष्टः सदाहम्
गतिस्त्वं गतिस्त्वं त्वमेका भवानी ॥ "

ભવાનીપુરમાં, ભવાની મંદિરમાં, મા ભવાનીની સામે બેસી ગંભીર રાત્રે મહારાજ રામકૃષ્ણ એક ચિત્તે બોલતા હતા મા! હું ધર્મ જાણતો નથી, કર્મ જાણતો નથી, દાન જાણતો નથી, સ્તવ સ્તુતિ જાણતો નથી, વ્રત જાણતો નથી; ફક્ત એટલુંજ જાણું છું કે કેવળ તુંજ મારી મુક્તિ છે. હું અનાથ છું, નિર્ધન છું, વૃદ્ધ છું; હું કાતર કંઠે તમને બોલાવું છું. તું મારો ઉપાય કર."

ઉપલા શબ્દો બોલતાં બોલતા તેણે જોયું કેઃ—

વર્ષાઋતુનો વરસાદ બંધ પડયો છે. અંધકારથી છવાએલી, વિદ્યુતથી ત્રાસ પામેલી ધરણીનાં વિષાદિત વદનપર હાસ્ય જણાવા લાગ્યું છે. શારદ ચંદ્રમાંથી પ્રફુલ ધરણીની મૂર્તિ ધીરેધીરે દેખાવા લાગી છે. ધરણી નવીન, મોહક વેશમાં સજ્જ થઇ છે. શેફાલિકાની સુંદર પાંખડીઓ વિકસી છે, સરોવરમાંનાં ચંદ્રકમળો વિકસી રહ્યાં છે બિંદુ બિંદુ ઝાકળના પડવાથી ધરણી મુક્તાહારથી શોભિત થઇ રહી છે. સુંદર હરિયાળાં ખેતરોમાં ઉભેલા છોડના અગ્રભાગ વાયુથી ફરફરી રહેલ છે.

હિમમંડલ આનંદમાં મસ્ત છે. વૃક્ષની શાખાઓપર પંખીઓનો કલરવ સંભળાય છે. ફુલોપર પતંગદળ ઉડી રહ્યાં છે. શસ્યશ્યામલા ધરણીનું મનમોહનરૂપ જોઇ ખેડુતો ગાયન ગાઇ રહ્યા છે. મહારાજે જોયું કે સર્વતંત્ર આનંદનો ઉત્સવ મચી રહ્યો છે. પ્રકૃતિરાણી આનંદના આવરણથી ધરણીપરના વિષાદને ઢાંકી દેતી હોય એવું જણાય છે. નિર્મળ આકાશ, નિર્મળ સરોવર, નવીન વેલો, નવીન મંજરી, કનક કમલ, કનકકુસુમ, પ્રફુલ્લ થઇ રહ્યાં છે. માનવનો પ્રફુલ્લસ્વર, જીવ જંતુનો આનંદકલરવ, વિહગનોકલકંઠ, લલિતપંચમ સૂરે ગુંજે છે.

અકસ્માત્ દિવ્ય જ્યોતિઃના પ્રભાવથી મંદિર પ્રકાશિત થઇ રહ્યું. મહારાજે જોયું કેઃ–દિવ્ય અલંકાર ભૂષિત વિવિધ આયુધ પરિવૃતા, વરાભય પ્રદાયિની, આનંદરૂપિણી મા સામે આવી ઉભી છે. મા જાણે કહે છે કે–" વત્સ રામકૃષ્ણ ! તારી આરાધનાથી હું પ્રસન્ન થઇ છું. પરંતુ સિદ્ધિ મળવામાં હજુ ઘણા અંતરાય છે. આ સંસારમાં હું માતૃરૂપે બિરાજમાન છું. અલ્પબુદ્ધિવાળાં માનવો મને જાણી શકતાં નથી; તેથી હું ઘેર ઘેર જનનીરૂપે મૂર્તિમાન થઇ રહી છું.

માની પૂજા કરતાં કરતાં માણસો મારી પૂજાનાં અધિકારી થાય છે. જે માણસ પોતાની મા તરફ ભક્તિ રાખતો નથી, તે કદી પણ મારી કૃપાને પાત્ર થતો નથી. તું ભક્ત છતાં એ તત્ત્વ સમજી શક્યો નથી, એ મને નવાઇ જેવું લાગે છે. તું મારો પરમભક્ત છે, તેથી હું તને એ ઉપદેશ આપું છું. જો મારી કૃપા મેળવવા ઇચ્છતો હોય, તો પહેલાં તારી માની પ્રીતિ મેળવ. જેના પ્રતિ જનની ક્રોધિષ્ઠ હોય છે, તે કદી પણ મને મેળવી શકતો નથી. હુંજ મા રૂપે ઘેર ઘેર અધિષ્ઠિત છું! તું માને ભૂલી મને બોલાવે છે? મરુભૂમિના વારિબિન્દુરૂપ તું છે! જો મહાસાગરને મળવા ઇચ્છતો હોય તો તારી સામેજ ખરસ્રોતા તટિની વહી જાય છે; તેમાં લીન થઇ જા;–તેજ તને મહાસમુદ્ર તરફ લઇ જશે!"

રામકૃષ્ણ કાતરકંઠે બોલી ઉઠયા—"મા! આપ શું કહો છો તે હું સમજી શકતો નથી!"

માતાજીનો સિતારના ઝણઝણાટ જેવો સ્વર વળી ઝણઝણવા લાગ્યો,—"મૂર્ખ સંતાન! હું અને તારી મા ભવાની એકજ છીએ મા ભવાનીને અસંતુષ્ટ રાખી મને પ્રસન્ન કરવા ઇચ્છે છે? તું મૂર્ખ છે! તેથીજ તું એક અંગપર આઘાત કરી બીજા અંગની સેવા કરવા તત્પર થયો છે! તું મૂર્ખ છે, તેથીજ મૂળ કાપી અગ્રભાગને પાણી પાવા તૈયાર થયો છે! જા–આ રાતમાંજ, અત્યારેજ આ સ્થાન તજી મહારાણી ભવાનીને શરણે જા! તે જ્યાં સુધી તારા પ્રતિ અસંતુષ્ટ રહેશે; ત્યાં સુધી તું ગમે તેવું કઠોર તપ કરે તોપણ નિષ્ફળ જશે. જે દિવસે તારી જનની તારાપર સંતુષ્ટ થશે, તે દિવસે નક્કી જાણજે કે તું મારી કૃપા મેળવી શકશે. તે દિવસથી તને સિદ્ધિ મળશે."

રામકૃષ્ણ વધુવાર જોઇ શક્યા નહિ. દેવી ક્ષણવારમાં અદશ્ય

થઈ ગયાં. રામકૃષ્ણે બૂમ પાડી, "મા-મા, મા ક્યાં!" નીરવ રાત્રિમાં મંદિરમાં પડઘો પડયો,—"મા-મા! તમે ક્યાં છો!" રાત્રિ સમયના પવનમાં પડઘો પડયો,-મા-મા! તમે ક્યાં છો!" પાંદડાનો અવાજ થવા લાગ્યો-"મા-મા! તમે ક્યાં છો!"

સામે દેવી ભવાનીની જે મૂર્તિ હતી, તે મૂર્તિ પણ મહારાજના જોવામાં ન આવી. તેને એમ લાગ્યું કે જાણે બધું બડનગરમાંનાં મહારાણી ભવાની સાથે મળી ગયું હોય નહિ

રામકૃષ્ણે વિચાર કર્યો, થોડીવાર બાદ વળી બૂમ પાડી "મા મા—એક વખત આવ મા!—મારાં હૃદયરૂપી સ્મશાનમાં એક વખત આવ મા! મા-મા તારાં અભાગી સંતાનને એક વખત ચરણમાં શરણ આપ!"

---

## દ્વાદશ પરિચ્છેદ.

### છેવટ

"परित्यजति यो दुःखं सुखञ्चाप्युभयं नरः ।
ब्रह्म प्राप्नोति सोऽत्यन्तमसंगेन च गच्छति ॥
—व्यास वाक्यम् ।

બીજે દિવસે સવારમાં મંદિરના પૂજારીઓનાં વિસ્મયનો પાર રહ્યો નહિ. ભવાનીપુરના રહેવાશીઓ પણ બીકના માર્યા કંપવા લાગ્યા.

તે દિવસે સવારમાં ભવાનીમંદિરમાં કોઇપણ મહારાજને જોઈ શકયું નહિ. બારણાપર પહેરગીરનો બંદોબસ્ત હતો; ચારે તરફ પહેરા હતા; આવી સ્થિતિમાં મહારાજ રામકૃષ્ણ ક્યાં ગયા ?

ભક્ત ભોળાનાથ મહારાજની સાથેજ રહેતા હતા. કૌતુહલ વશ થઇ જન-સાધારણ ભોળાનાથ પાસે ગયાં. પણ ભોળાનાથ પણ મહારાજ વિષે કંઇ કહી શકયા નહિ. ભોળાનાથે ફક્ત એટલુંજ કહ્યું કે "મહારાજ મંદિરનાં બારણાં વાસી ઉપાસના કરવામાં મગ્ન હતા, હું પણ ઉપાસના કરતો હતો. સવારમાં ધ્યાન ભંગ થયું, તો મેં જોયું કે મહારાજ નથી ! "

બ્રહ્મચારી હમેશાં મહારાજની સાથે રહેતો હતો. તે બોલ્યો, "રાતમાં મંદિરમાં જાણે પ્રબળ વાવાઝોડું થયું હોય, તેવું જણાતું હતું તે વાવાઝોડાં સાથે મને લાગ્યું કે આ ભવાની પોતે મહારાજને ખોળામાં લઇ આકાશમાં ઉડી જાય છે. હું બેબાકળો થઈ આકાશ સામું જોઇ રહ્યો, આકાશમાંથી પાછા આવવા માટે મેં મહારાજને ઘણા વીનવ્યા, પરંતુ મહારાજે તે ન સાંભળ્યું. માના ખોળાપર બેસી મહારાજ હસતા હસતા કહી ગયા છે કે "હવે પાછો ફરીશ નહિ મા ની સાથે જાઉં છું; હવે કદી પાછો ફરીશ નહિ. " ત્યાર પછી મંદિરમાં આવી જોયું તો મહારાજ મંદિરમાં નથી."

વાત ફેલાઈ ગઈ વાત વધી પડી, વખત સાથે વાત પણ ચારે તરફ ફેલાઇ, સાથે અનેક પ્રકારના ગપાટા ઉડવા લાગ્યા; નાના પ્રકારની વાતો સંભળાવા લાગી કોઇએ કહ્યું "એક વૈતાલ આવી મહારાજને લઇ ગયો." કોઇએ કહ્યું "મહારાજ સદેહે સ્વર્ગ ગયા." કોઇએ કહ્યું 'મા ભવાનીએ મંદિરમાંથી મહારાજને ફેંકી દીધા છે." કોઇ તો શોકથી હાહાકાર કરવા લાગ્યાં.

આ તરફ સવારમાં પાકુડિયાના સેતુ પાસે ઠાકુર મહાશયોએ જોયું કે મહારાજ મૂર્છિત અવસ્થામાં ધૂળપર પડયા છે કેવી અવસ્થામાં કઇ રીતે મહારાજ પાકુડિઆના પુલ પાસે આવ્યા, તે જાણવાને માટે લોકો તલસી રહ્યાં. ઠાકુર મહાશયોના પ્રયત્નથી મહારાજની મૂર્છા વળી એટલે મહારાજે કહ્યું—" આપ મને જરા પણ વાર લગાડયા વિના મા ભવાની પાસે લઇ જાવ."

મહારાજને બડનગર લઇ જવાની તૈયારી થઇ પરંતુ તે રાતે ઘોડીજવારમાં ભવાનીપુરથી પાકુડિયા સુધીનો લાંબો રસ્તો મહારાજે કેવી રીતે વટાવ્યો, તે કોઇ નક્કી કરી શકયું નહિ. મહારાજે પણ એ વાત જાહેર કરી નહિ. વાત જાહેર થઇ કે " મા ભવાનીએ મહારાજને ઉપાડી ભવાનીપુરની દક્ષિણે ફેંકી દીધા હતા; તેથીજ તે પાકુડિઆના પુલ આગળ આવી પડયા હતા."

× × × ×

બડનગરમાં મહારાણી ભવાનીની પાસે આવી મહારાજ તેના ચરણુમાં પડયા. આંસુથી છાતી પલળી જવા લાગી. રડતા રડતા બોલ્યા, " મા ! અકૃતિ અધમ સંતાન હું છું. મને ચરણુમાં સ્થાન આપ. હું અજ્ઞાની હોવાથી આપને ન ઓળખતા, આપના હુકમનો અનાદર કરી, મહામાયાને શરણે ગયો હતો. પરંતુ આપજ તે મહામાયાના રૂપે બિરાજો છો તે હું આજસુધી સમજી ન શકયો. મા ભવાનીએ મારી આંખ ઉઘાડી નાખી છે. હવે હું સમજ્યો છું કે મા રૂપે મા ભવાની ઘેર ઘેર બિરાજમાન છે જેને મા છે, તે તો પોતાની માની પૂજા કરી મહામાયાની કૃપા મેળવી શકે છે. મૃગ ઉદ્દભ્રાન્ત થઇ ભટકે છે. તે અજ્ઞાનને લીધે સમજી શકતું નથી કે કસ્તુરી તો તેની નાભિમાંજ છે. મનુષ્ય પણ તે પ્રમાણે દિશા ભૂલી ભટકે છે. તે સમજતાં

નથી કે સુખશાન્તિ તો તેના આત્મામાંજ છે! આટલે દિવસે હું એ તત્વ જાણી શક્યો છું. મા! મને આપ શરણ આપશો તોજ મારૂં જીવન સફળ થશે.

મહારાણી ભવાનીએ નક્કી કર્યું હતું કે રામકૃષ્ણ મારૂં ન માનતાં રાજકાર્ય ન સંભારતાં સંન્યાસીની માફક ભટકે છે તો પછી મારે તેનું મ્હોંજ ન જોવું. પરંતુ મહારાજ રામકૃષ્ણ આત્મગ્લાનિથી અભિભૂત થઈ રડતા રડતા તેના ચરણમાં પડયા, ત્યારે અભિમાનનું બંધન તૂટી ગયું, સ્નેહ પારાવાર ઉછળ્યો. મહારાણી ભવાનીએ રામકૃષ્ણનું માથું ખોળામાં લીધું. સાન્ત્વના આપતાં બોલ્યાં. "બેટા! મારો બધો ગુસ્સો ઉતરી ગયો છે. તારા જેવા ભક્તને પુત્રરૂપે મેળવી હું કૃતાર્થ થઇ છું. તું નાટોર રાજવંશનું ગૌરવ છે. હું આશીર્વાદ આપું છું કે તારૂં નામ સ્મરીને ભારતનાં નરનારી પ્રસન્ન થશે."

ત્રણ રાત ગંગા કિનારે વાસ કર્યાબાદ ગંગાજળમાં માના પગમાં માથું રાખી મહારાજ રામકૃષ્ણ દિવ્ય ધામમાં ચાલ્યા ગયા.

છેવટની વેળાંએ આત્મીય સ્વજનથી વીંટળાઇ મહારાજ જ્યારે ગંગા કિનારે અંતિમ શય્યાપર સુતા હતા, ત્યારે મહામાયાની મૂર્તનું ધ્યાન ધરતાં ધરતા કાલીનું નામ લેવા લાગ્યા, અને ભજન ગાવા લાગ્યા. ભજન ગાતાં ગાતાં તેમના મનમાં અપૂર્વ ભાવ પ્રકટી નીકળ્યો. એક ગૂઢ તત્વ કથા તેના સ્મૃતિપટપર જાગૃત થયું. તેને સમજાયું કે "ઇષ્ટપ્રતિ મારી દૃષ્ટિ ન વળી તેથીજ મને શંકા થઇ કે "કોણ જાણે અદૃષ્ટમાં શું લખ્યું છે." તેને મા ભવાની પાસે જે ઇષ્ટમંત્ર લીધો હતો તે યાદ આવ્યો તેને સાંભળ્યું કે દત્તકપુત્ર હોવાથી મા ભવાની પ્રતિ તેને ભક્તિ ન થાય, તે માટેજ મહારાણીના ગુરુદેવ રઘુનાથ તર્ક વાગીશે તેની માતા પાસેજ ઇષ્ટમંત્ર લેવડાવ્યો હતો."

જેમ જેમ યાદ આવતું ગયું તેમ તેમ સમજાતું ગયું કે–"મા ભવાની મૂર્તિમતી જગત્તારિણી છે!" તેઓ માના ચરણમાં પડી તેના સામું જોવા લાગ્યા-તેને જણાયું કે સાક્ષાત્ જગદંબા મારૂપે સામાં ઉભાં છે. માનું કેવું અપૂર્વ રૂપ! સિંહવાહિની, દનુજદલની, મહિષાસુર મર્દિના, ત્રિભુવન આલોકકારિણી મા હું વારી જાઉં તારા પરથી તારૂં કેવું સુંદર રૂપ, તારા હાથમાંનાં હથિયારો ઝળહળી રહ્યાં છે, તારી આંખોમાં દયા, અને ક્રોધનો યુગપત્ સાક્ષાત્કાર થાય છે, ક્રોધ સાથે હાસ્ય દેખાય છે. કેવું સુંદર મધુર કઠોર ચિત્ર! વારી જાઉં તારા પરથી રક્ષક છતાં ભક્ષક, અન્નપૂર્ણા છતાં મહાકાલી, શાંન્તિ રૂપી છતાં સંહારિણી મૂર્તિ! કેવું તારૂં સ્વરૂપ!!

એક વખત દશ ભુજા દુર્ગા તો બીજીવાર કાલભયવારિણી કાલી મૂર્તિ દેખાઇ. તે મૂર્તિમાં પણ કઠોરતામાં કોમલતા તરવરી રહી હતી. કેવી સુંદર અભિવ્યક્તિ! મા પાખંડીને મારવા માટે ખર્પર હાથમાં લઇ ઉભાં છે, સુજનને પાલન કરવા માટે અભય દાન દેતાં ઉભાં છે. તેને સમજાયું કે દેશ મારા જેવા પાખંડીથી ભરપૂર છે; તેથીજ•અ· ત્યારે મા બિહામણાં જણાય છે. દેશમાં સુબુદ્ધિવાન થોડા છે, તેથીજ માના એકજ હાથ અભયપ્રદ છે. મૂર્તિજ માનો ભાવ બતાવનારી છે.

વળી ક્ષીણ કંઠમાંથી કાલી કિર્તન નીકળવા લાગ્યું. ગાતાં ગાતાં નેત્ર પલકહીન થયાં, જ્યોતિ વિલીન થઇ ગઇ. મહામાયાની કૃપાથી સવારે ભક્તરાજ ગંગા કિનારે પહોંચ્યા.

——(૦)——

## ત્રયોદશ પરિચ્છેદ.

### ઉપસંહાર.

ઈ. સ. ૧૭૮૫ ( બંગાળી સન ૧૨૦૨ ) માં મહારાજ રામકૃષ્ણ લીલા વિસ્તારી ગયા.

પુત્રનાં મરણબાદ આંખનાં આંસુ લુછતાં લુછતાં મહારાણી ભવાનીને વળી સંસારનાં બંધનમાં પડવું પડયું. પૌત્ર વિશ્વનાથ ને શિવનાથ પણ તે વખતે નાના હતા. તેથી બંને કુમાર ઉમરે પહોંચે ત્યાં સુધી મહારાણીને કારભાર હાથમાં લેવો પડયો. જો કે બધો કારભાર મંત્રીદ્વારાજ ચાલતો હતો, છતાં કુમારને સંભાળતાં સંભાળતાં મહારાણીને રાજકાર્યમાં વારંવાર હાથ નાખવો પડતો હતો.

પહેલાંજ કહ્યું છે તેમ મહારાજ રામકૃષ્ણનાં મરણ બાદ નાટોર રાજ્યની આવક ઘણી ઓછી થઇ ગઇ હતી. મહારાણી ભવાનીએ ફરીથી કારભાર હાથમાં લીધો છતાં તેનાથી ગયેલ સંપત્તિ પાછી મેળવી શકાઇ નહિ. એટલુંજ નહિ પણ કેટલીક નવીન સંપત્તિ પણ બીજાના હાથમાં ચાલી ગઇ. મહારાજ રામકૃષ્ણની છેવટની જિંદગીમાં મહેસૂલની અવસ્થા એટલી બધી શોચનીય થઇ પડી હતી કે નક્કી કરેલા સમય દરમિઆન કંપનીનું મહેસૂલ ન આપી શકવાથી ઈ. સ. ૧૭૯૩ ના માર્ચ માસમાં થોડા દિવસને માટે તેને ગવર્નમેન્ટની દેખરેખ નીચે નજર–બન્દી રહેવું પડયું હતું. આ બનાવ બન્યા બાદ બે વર્ષે મહારાણી ભવાનીએ ફરીથી કારભાર હાથમાં લીધો. આપરથી જણાશે કે તે વખતે રાજ્યની અવસ્થા કેવી શોચનીય થઇ પડી હતી.

વિશ્વનાથ અને શિવનાથ એ બે પુત્રોને લીધે નાટોરના "નાના" ને "મોટા" એવા બે ભાગો થયા. વિશ્વનાથને જમીનદારી મળી;

શિવનાથ દેવોત્તર સંપત્તિનો અધિકારી થયો. વિશ્વનાથ ત્રણ સ્ત્રી પરણ્યો હતા છતાં સંતાન થયું નહોતું. વિશ્વનાથે શક્તિનો ધર્મ છોડી વૈષ્ણવ ધર્મ ગ્રહણ કર્યો હતો. ત્યારથીજ નાટોરનો મોટો ભાગ વૈષ્ણવધર્મ ઉપાસક થયો. શિવનાથે નવ વિવાહ કર્યા હતા, છતાં તેને પુત્ર થયો નહિ; કેવળ એક કન્યા થઇ. શિવનાથ પરમ શાકત હતા મોટો ભાઇ વૈષ્ણવને નાનો શાક્ત હોવાથી સમયે સમયે પૂજાદિ ક્રિયા કરાવવામાં ભારે હરિફાઇ થતી હતી. મોટા ભાઇ વિશ્વનાથે શાન્તિપુરના ગોસ્વામિનું શિષ્યત્વ ગ્રહણ કર્યું હતું. સ્યામસુંદરની મૂર્તિ સ્થાપી તે તેના ગુણાનુવાદ ગાતો હતો. નાનો ભાઇ શિવનાથ હમેશાં નગારાં ગડગડાવતો જયકાલીના મંદિરમાં બલિદાન આપતો હતો.

વિશ્વનાથના વંશજ મહારાજ જગદિન્દ્રનાથ અત્યારે નાટોર રાજ્યના મહારાજ ગણાય છે. શિવનાથના વંશજ કુમાર વીરેન્દ્રનાથ અત્યારે સગીર ઉમરના છે.




## દેશગીત.

અમ દેશનો ઉદિત દિવાકર છેક મધ્યાન્હે તપો,
દેશોન્નતિના ગાન મધુરાં એક સુરીલાં જપો;
શ્રી ' રામકૃષ્ણ ' સમો સુયશ ' મહાત્મા ' હમારા પામજો,
' દેવદત્ત ' શુભ ભાવના હંમેશ હૃદયમાં સ્થાપજો.

## પરિશિષ્ટ ૧ લું.

### એક દસ્તાવેજ

કુમાર રામકૃષ્ણને ખોળે લીધા સમય મહારાણી ભવાનીએ હરિદેવ રાયને કેટલાક તાલુકા દાનમાં આપ્યા હતા. એ દાનનો મૂળ દસ્તાવેજ અત્યારે મળી શકતો નથી. તો પણ રાજશાહીની કલેકટરની ઑફિસમાં એ દસ્તાવેજ એક વખત દાખલ થયો હતો અને એ પ્રાચીન દસ્તાવેજની એક નકલ પણ અત્યારે ત્યાં હયાત છે. એ દસ્તાવેજમાં જો કે ખોળે લીધાની કંઈ પણ બાબત લખી નથી, પરંતુ દંતકથા ચાલી આવે છે તેથી અને સાધારણ પ્રજામાં એવો વિશ્વાસ પેસી ગયો છે કે એજ ખોળે લીધા બાબતનો દસ્તાવેજ છે તેથી તે નકલ નીચે આપવામાં આવે છે. તે જોઇ.

—(૦)—

## પરિશિષ્ટ ૨ જું.

### કેટલાંક ઐતિહાસિક સત્યો.

૧. આ ગ્રંથના બીજા ખંડનાં છઠ્ઠાં પ્રકરણમાં જણાવેલું છે કે "પરિણામે મણિબેગમના ખજાનામાંથી એક લાખ ચાલીસ હજાર પાઉન્ડ (અત્યારના હિસાબે એકવીશ લાખ રૂપીઆ) બહાર ચાલ્યા ગયા. કાઉન્સિલના મેમ્બરોએ એ રૂપીઆ અંદરોઅંદર વહેંચી લીધા.

સાબીતિ—Letter to the Court from Calcutta Council, September 1765.

૨. આ ગ્રંથના બીજા ખંડનાં ચોથાં પ્રકરણમાં જણાવેલું છે કે મીરજાફરે મુસલમાન છતાં કિરીટેશ્વરીનું ચરણામૃત પીધું હતું.

સાબીતિ—"બંગાળાનો ઇતિહાસ" (નવાબી અમલ) નામક ચોપડીનાં ૪૪૫ મે પૃષ્ટે જૂઓ ત્યાં લખેલું છે કે મીરજાફરે રોગનાં મહૌષધ તરીકે કિરીટેશ્વરીનું પાદોદક પીધું હતું."

૩. આ ગ્રંથના બીજા ખંડનાં છઠ્ઠાં પરિચ્છેદમાં લખ્યું છે કે "ઇસ્ટ-ઇંડિઆ કંપનીએ વાર્ષિક ૫૩ લાખનાં પેન્શનના બદલામાં નવાબની બે કરોડ છપ્પનલાખ રૂપીઆની આવકવાળી જમીનદારી લઇ લીધી; અને નવાબ નાજિમ-ઉદ્-દૌલાએ આ બનાવથી ખુશી થઇ ક્લાઇવને ધન્યવાદ આપી જણાવ્યું કે "હવે હું નિશ્ચિંત થયો. હવેથી મારી મરજી મુજબ નર્તકીનાં ટોળાંને અનાયાસે નચાવી શકીશ."

સાબીતિ:—

સાબીતિ—"He (Najmuddowla) accepted Clive's proposal with joy and exclaimed—"I thank you, I shall now have as many dancing girls as I like." Vide The Musnud of Murshidabad (1704–1904) by Purna Chandra Majumder."

